# सती श्रीदेवी

( એક પરમ સદ્‌ગુણી, પતિવ્રતા, ક્ષત્રાણિની નીતિવર્ધક બોધક વાર્તા )

छपावी प्रसिद्ध करनार.
મયાશંકર ભોધાભાઈ વ્યાસ.
તાલુકા સ્કૂલ માસ્તર લીંબડી
અને
મોહનલાલ જયસિંહભાઇ બારોટ.
સ્કૂલ માસ્તર નં. ૨—લીંબડી

આવૃત્તિ પહેલી.
નડીઆદ "સત્યસાગર" પ્રેસ.
સપ્ટેમ્બર સને ૧૮૮૯


કિંમત ૦—૧૨—૦

# सती श्रीदेवी.

( એક પરમ સદ્ગુણી, પતિવ્રતા, ક્ષત્રાણિની નીતિવર્ધ્ધક બોધક વાર્તા )

छपावी प्रसिद्ध करनार.
મયાશંકર બોઘાભાઈ વ્યાસ.
તાલુકા સ્કૂલ માસ્તર લીંબડી
અને
મોહનલાલ જયસિંહભાઇ બારોટ.
સ્કૂલ માસ્તર નં. ૨—લીંબડી

આવૃત્તિ પહેલી.
નડીઆદ "સત્યસાગર" પ્રેસ.
સપ્ટેમ્બર સને ૧૮૮૯


કિંમત ૦—૧૨—૦

# अर्पण पत्रिका.

---

**નેકનામ, અખંડ પ્રૌઢ પ્રતાપ, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ, પરમ પવિત્ર, ગંગાસ્વરૂપ, અસરતપૂનાહ બામા સાહેબ શ્રી ૭ બાઇજીબા સાહેબ—સંસ્થાન ઉતેળીયા.**

આપ નિર્મળ બુદ્ધિનાં, પરમસદ્‌ગુણી બામાશ્રીની રાજ્ય કારભારની પ્રવિણતા, ઉદારપણું, પ્રજાપ્રીયતા, અને એક શુદ્ધ ક્ષત્રાણિને શોભે તેવા શુભગુણોની વિખ્યાતિ સુણીને; તેવાજ પ્રશંસનીય ગુણથી ભરપૂર આ એક પરમ સદ્‌ગુણી, સતી સાધ્વી ક્ષત્રાણિ શ્રીદેવીના, આર્ય ભગિનીઓને ઉત્તમ બોધ લેવા લાયક વૃત્તાંત સાથે, આપ પૂજ્ય માજી શ્રીનું નામ, અતિ ઉત્સાહ સાથે સંયોજન કરી સેવકો આનંદ પામેછે.

લીંબડી.<br>
તા. ૧૦-૯-૮૯

લી. આપના નમ્ર સેવક.<br>
ગ્રંથકર્તા.

# सती श्री देवी.



**मुकं करोति वाचालं, पंगुंलङ्घयते गिरिम्;**
**यत्कृपा त्वमहं वंदे, परमानन्द माधवम्.**

## પ્રકરણ ૧ લું.



શ્રી ગોદાવરી, પરમપુનિત, મોક્ષદાયિની, સંહ્યાદ્રીસુતાના સું-દર તટપર, પ્રાચીનકાળમાં યવન સ્વારીઓ વખતે દક્ષિણ દેશના સીમાડાપર સૂવર્ણપુર નામે એક હિંદુરાજ્ય આવેલું હતું. બહારથી આવનાર વિદેશી વટેમાર્ગુને નદી ઉતરી શહેર તરફ નજર કરતાં, પ્રથમ નદીપરનો, સુસ્વાદીષ્ટ ફળ અને તરેહવાર જાતનાં સુગંધીમય પુષ્પ વૃક્ષ તથા સુશોભિત ફુવ્વારા જેમાં જળસિંચન કરી રહેલા છે, એવો રમણિક આનંદારામ (બાગ) નજરે આવતો. તેની પાસેજ મજબૂત પચરંગી પત્થરનો આખા શહેરને ઘેરી વળેલો દુર્ગમ્ય ભવ્ય કિલ્લો આવેલો હતો. એ કોટની ઉંચી દિવાલપર ખોસેલી ઝીણી ઝીણી કાચની કણીઓ, મધ્યાન સમયને વિષે સૂર્યકિરણ પડવાથી, હીરાકણીઓ માફક ચળકાટ મારી, દૂરથી જોનાર માણસનું મન હ-રી લેતી હતી. આગળ જતાં પાણી ભરવાનો દરવાજો દેખાતો હતો. તેમાં થઈને તે શહેરની અપ્સરાતુલ્ય રૂપ ધારણ કરનાર સદ્‌ગુણી સુંદરીઓ પોતાના શરીરપર નિર્ભયપણે ધારણ કરેલા સુંદર વસ્ત્રા-લંકારથી શણગરાએલી, કિલ્લા બહાર આવેલી પવિત્ર નદીનું નિર્મળ

નીર ભરવા જતી દેખાતી. દરવાજા માંહે પ્રવેશ કરતાં બંને તરફ હારબંધ આવેલી દેશી પરદેશી વેપારીઓની ખુશનુમા દુકાનો, કે જેની અંદર તરેહ તરેહનો મનમોહક માલ ચતુરાઇથી ગોઠવી દીધેલો હતો, અને તેની ઉપર ગ્રાહકોની એટલી બધી ઠઠ જામેલી કે દુકાનનો માલેક તથા તેનો તમામ માલ પૂરેપૂરો ખુલ્લી નજરે દેખાઇ શકાતો નહીં, તે નજરે પડતી. શહેરમાં સોની, સુતાર, કડીઆ, કંસારા, દરજી, લુહાર વગેરે કારીગરો ધમધોકાર પોતાનો ધંધો ચલાવ્યા જતા હતા. એ બધાપરથી સાફ માલુમ પડતું હતું કે શહેર, પુર જાહોજલાલીમાં છે. બજાર મૂકી આગળ ચાલતાં તે શહેરના કોટીધ્વજ શાહુકારો અને સદ્ગ્રહસ્થોની, રંગબેરંગી પત્થરથી બનાવેલી, આકાશ સાથે ઓકારા મારતી સુંદર હવેલીઓ દેખાતી હતી. વચમાં વચમાં શહેરમાં આવેલાં હિંદુ દેવાલયો, કે જેઓ પોતાના શિખરપર રહેલા ચળકતા સોનેરી કળસ તથા ધર્મધ્વજાઓથી શહેરની શોભામાં અધિક વૃદ્ધિ કરતાં હતાં, અને જેમાંથી નીકળતી પુષ્પધૂપની સુવાસ, તથા વિદ્વાન ધાર્મિક ભૂદેવોની વેદધ્વની, રસ્તે જનારને આનંદની સાથે પારમાર્થિક બોધનું ભાન કરાવતી હતી, તે નજરે પડતાં હતાં. શહેરના મધ્ય ભાગમાં ચિત્ર વિચિત્ર પાષાણુથી ઉત્તમ કારીગરી લડાવેલો, સ્વર્ગીય સુખાનુભવ કરાવે તેવો, ગગન સાથે ગર્જના કરતો સુશોભિત રાજ્ય મહેલ નજરે પડતો; કે જેની રમ્ય અટારીમાં બેસી ત્યાંનો પરમધાર્મિક નીતિનિપુણ રાજા, પોતાની પ્યારી પ્રજાનો વૈભવ નિહાળી આનંદ પામતો હતો. શહેરમાં ગરીબ કે તવંગર સર્વ કોઈ, યથાશક્તિ ધન ઉપાર્જન કરી તેનો વ્યવહારિક અને પારમાર્થિક કામમાં ઘટતો વ્યય કરી, નીતિધર્માચરણુથી વરતી, પોતાનો કાળ રામ રાજ્યની સિતળ છાયામાં આમંદ

મગનથી વિતીત કરતાં હતાં. ત્યાંનો વીરશ્રેષ્ટ સદ્ગુણી રાજા શાસ્ત્રાનુસાર પોતાની પવિત્ર ફરજ અદા કરી, રૈયતને સુખ દેવામાં જરાપણ કચાશ રાખતો નહોતો. મતલબ કે રાજા રૈયત સર્વે, આવા પવિત્ર રાજનગરમાં સ્વર્ગાનુભવ માણતાં હતાં.

આજે પૂર્ણમાની આનંદદાયક રાત્રિ છે, રાત્રિ વલ્લભ પૂર્ણ કળાએ આકાશમાં પ્રકાશી, પોતાની પ્રીયાને ખુશ કરવા અમૃત વૃષ્ટિ વરસાવતો હતો, તેનાં બાળબચ્ચાં રૂપ જ્યોત્સનાઓ પોતાના મહદ્ પિતાના તેજથી ઢંકાઇને, નિયમાનુસાર આમ તેમ ધુમતાં હતાં, પૃથ્વી દેવીપર સઘળે રૂપેરી સાડી આચ્છાદિત થઈ રહી હતી, પોતાના પતિ દર્શનથી પ્રફુલ્લિત થએલી પોયણી આનંદમાણતી હતી, અને સર્વજન આનંદમાં મગ્ન થઇ, આકાશી દેવતાની સુંદર ચાંદનીમાં યથેચ્છ વરતતાં હતાં. આવેલ રાજ્ય મહેલના મધ્ય ભાગે આવેલા એક દેદીપ્યમાન રાજ્યભૂવનમાં, સ્વર્ગથી ઉતરી આવેલી અપ્સરાઓને લજાવે તેવી તાંજોરી નાયકાઓ પોતાની પૂર ચાતુરીમાં આવી, ગાન તાન કરી રહી હતી; ને તેમાં પોતાના સર્વ કચેરી મંડળથી શોભા પામતો, સુંદર વસ્ત્રાલંકારથી ભૂષિત થયેલો મહારાજા આનંદાનુભવમાં મગ્ન થયો હતો.

આવા ઉલ્લાસ દાયક આનંદ ભુવનમાં સર્વ સભાજનો ગાન તાનના મોહપાસમાં લીન થયા હતા તેવામાં, જોસભેર દોડતા દરવાને આવી, દરવાજે ઉભેલા એક દૂર દેશી અશ્વારે પોતાને આપેલો, મજબૂત પાકીટમાં બંધ કરેલો ખલીતો લાવી રાજાના હાથમાં મૂકયો. રાજાએ સમસ્ત મંડળ રૂબરૂ તેને ખુલ્લો કરી માંહેનો કાગળ વાંચવા માંડયો, અને થોડીક લીટી વાંચી ન વાંચી એટલામાં તો, એકદમ રાજ્ય મહેલનું ભયસૂચક નગારૂં ગજાવવા દરવાનને

હુકમ આપી, સર્વ કચેરી બરખાસ્ત કરી, સેનાપતિને ફોજ સજ્જ કરવાનો હુકમ આપ્યો.

કિલ્લાપરના જંગી નગારાનો અવાજ કાને પડતાં, અચાનક ભયંકર વાદળ આપણે માથે આવેછે એમ જાણી ગાભરી બનેલી રૈયત; પોતપોતાનું કુટુંબ, સગાંવહાલાં, રાચરચીલાં, માલમતા વગેરે સંભાળવા મંડી ગઇ; અને પોતાનો માલ વગેરે નિર્ભય જગાએ સંતાડી બારણાં બંધ કરી, ચિંતાતુર વદને ઘરમાં ભરાઈ પેઠી. જોત જોતામાં, ગામડાંમાંથી પુષ્કળ લોકો પોતાનાં હથિઆર સજી તૈયાર થઇ આવ્યા, અને રાજ્ય મહેલમાં એકઠા થયેલા સૈન્યમાં સામિલ થયા. પછી સેનાપતિ વિગેરે સાથે વિચાર કરતાં નક્કી થયુંકે, આપણા રાજ્યની હદ બહાર સત્વર આપણે તૈયાર થઇ રહેવું જોઇએ, કે જેથી રૈયતને કોઈ જાતની હરકત ન આવે. ગામમાં ચોતરફ ચોકી પહેરાનો, તથા પોતાના જનાનાનો પાકો બંદોબસ્ત કરી, બહાદૂર રાજા પોતાના સકળ સૈન્ય સાથે કિલ્લાની બહાર નીકળી પડ્યો, ને સેના સમક્ષ ઉચ્ચસ્વરે બોલવા લાગ્યો કે—અહો મારા શૂરા સામંતો અને બહાદૂર યોદ્ધાઓ ? તમને આ બધી ધામધૂમ ઉપરથી એમતો લાગ્યું હશેકે, આપણે એક મહાભારત સંકટસામે બાથ ભીડવાને આજે તૈયાર થયાછિયે. આપણા વડીલોએ પરદેશી શત્રુ સાથે સેંકડો વર્ષસૂધી જબરા જંગ મચાવી પોતાનું ઉત્તમ ક્ષત્રિપણું સાચવી રાજ્યને આબાદ કરેલું છે, ઘણાં વર્ષ થયાં કોઈ પણ યવનરાજે આપણા દુર્ગમ્ય પ્રદેશપર આવવાની હામ ભીડી નથી, અને આપણું વિશુદ્ધ ક્ષત્રિરક્ત કદી પણ કલંકિત થયું નથી, તે તમે સારી પેઠે જાણો છો. હમણાં આપણાપર એક ક્ષત્રિય ગૌરવથી અજાણ્યો મહત્વાકાંક્ષી યવનરાજ લડાઇ કરવાનું કહેણ મોકલી, તાબે થવાની ધમકી આપી,

પોતાની વિજયપતાકા બિનહરકતે પવિત્ર પ્રદેશપર ફરકાવવા ચાહેછે, તો હે મારા બહાદૂર ક્ષત્રિયવીરો! એ યવનરાજનો મદ ઉતારી આ- પણા કુળગૌરવનું સંરક્ષણ કરવા માટે આહીં આપણે ભેગા થયા છિયે. આશા છે કે તમારી આટલી મુદત સુધીની અટલ ટેક જાળવ- વામાં તમારા બાપદાદાઓએ જેવી બહાદૂરીથી પોતાનું મહત્વ સા- ચવી રાખ્યું છે, તેવી રીતે તેમના રણધીર બચ્ચાઓ પણ પાછી પાની નહીં કરે.—એટલું કહેતાની સાથે તો સેનાપતિએ ઉત્સાહભેર ઉભા થઇ સકળ સૈન્ય વતી કહેવા માંડયું કે;—આહો! મારા રણ- ધીર બહાદૂર મહારાજા! જ્યાં સુધી ક્ષત્રિય વીરોમાં એક પણ વિશુદ્ધ લોહીનું ટીપું રહેશે, ત્યાં સુધી દરેક જણ મરણિયા માફક લઢી, યવનરાજને કદીપણ સૂવર્ણપુરના ભવ્યકોટના કાંગરા સામી નજર કરવા દેશે નહીં. શું! યવનરાજ એમ સમજે છે કે, રજપૂતો ઘ- ણા દિવસથી શાન્તી ભોગવી રણચાતૂર્યથી પતીત થયા હશે? શું, દક્ષિણની વીરભૂમિમાં કોઇ ક્ષત્રિબચ્ચો પોતાના ગૌરવનું રક્ષણ કરે તેવો નથી? કે હું મારૂં કામ નિર્વિઘ્ને પાર પાડીશ. નહીં નહીં! એ- મ સમજતો હોય તો તે તેની મોટામાં મોટી ભૂલ છે. બહાદૂર રાજ્ય વંશીઓના મર્દાની હાથનો સ્વાદ તેણે હજુ ચાખ્યો નથી તેથીજ, તે આમ ભૂલાવો ખાઈ મિથ્યા ગર્વ ધરાવેછે—ખેર—આવવા દ્યો તેને સૈન્યની સાથે, ને જુઓ પછી રણચાતૂર્ય. એટલું બોલતામાંતો દૂરથી ઘોડાઓની પડઘીના અવાજ કાને પડયા, લશ્કરના ચાલવાથી ધૂળ ઉડી ચોતરફ અંધકાર વ્યાપી રહ્યો, રાત્રિવલ્લભ (ચંદ્ર) જાણે યવન- રાજ્યનો શોક પાળી શોકાતુર બન્યો હોય તેમ કાળા ધુંધવાટથી છ- વાઈ ગયો, લડાઈનાં વાજાં જોસભેર વાગવા લાગ્યાં, ને યવનનું સૈ- ન્ય ઘણુંજ નજીક આવી પહોચવાનો આભાસ સકળ સૈન્યને થયો.

રજપૂતો તો અગાઉથીજ હથિઆર સજી તૈયાર થઈ યવનરાજની રાહ જોતા બેઠા હતા. તેઓ એક દમ ઉત્સાહભેર રણ રચનાયુક્ત ગોઠવાઇ ચોતરફ રસ્તા ઘેરી લેઇ, મોટા પર્વતની પેઠે અડગપણે ઉભા રહ્યા. યવન સૈન્યે વેગળેથી ક્ષત્રિય રાજ્યનો વિજય ધ્વજ ઉડતો જોયો, ને પોતાના કરતાં શત્રુસૈન્યમાં થોડા માણસો છે એમ જાણી આનંદની સાથે તે ઝડપબંધ, ક્ષત્રિસૈન્ય નજીક આવી પહોચ્યું. શૂરવીર મહારાજા (રજપૂત) સૈન્યને મોખરે પોતાના ભડવીરોને ઇંગત આપવા ઉભો હતો, ને તેની પાછળ સકળ હિંદુ લશ્કર, યુદ્ધમાટે રાજાની મંજુરીની રાહ જોતું, લડાઇ માટે અતી આતુર બનેલું ઉભું હતું. યવનરાજે પ્રથમ અસ્ત્રશસ્ત્રની ચાલાકી શરૂ કરતાં તો રજપૂત રાજાએ, “મારો, મારો” “મારા બહાદૂર યોદ્ધાઓ તમારૂં બળ અજમાવો” એવાં ઉદ્‌ગાર કાઢતાં “હરહર મહાદેવ” કરતું સઘળું સૈન્ય, યવન લસ્કર ઉપર તૂટી પડ્યું. તરવારે તરવાર, કામઠે કામઠાં, ને બંદુકે બંદુક સામસામે છૂટવા લાગ્યાં, ધૂળ ઉડી આકશમાં અંધારૂં થવાથી એક બીજા, પોત પોતાના માણસોને ઓળખતાં ઘણી મુસીબત વેઠતા, પરંતુ રજપૂતવીરો પ્રથમથીજ એવી અનુકુળ આવતી ઉંચી જગા પસંદ કરી પડેલા હતા કે, તેમનામાં કશી ભૂલ થાય તેવું હતું નહીં. લગભગ બે કલાકસુધી દારૂણ સંગ્રામ ચાલ્યો, યવનરાજના સેંકડો માણસ હમેશને માટે રણભૂમિમાં સૂતા ને રજપૂતવીરો સહેજ નુકસાની સાથે, વિજયપતાકા ઉડાવતા ઉડાવતા રાજધાની તરફ વળ્યા તથા સર્વ રૈયતને તાકીદે આ શુભસમાચાર કહાવી ચિંતા મુક્ત કરી. આ વખતે રાજ્યરાણી વિમળાદેવી, ખોળામાં પોતાની બાળ કન્યાને લઇ, આકાશી મહેલના ઝરૂખામાં બેસી, દૂરથી રણભૂમિનો ઝાંખો દેખાવ જોતી હતી. તેણે

ફરથી ક્ષત્રિય વાવટો વિજય ચિન્હસાથે પાછો ફરતો જણાતાં, અને તી આલ્હાદ ઉત્પન્ન થયો. રાજધાનીમાં આવ્યા પછી સૌને હુકમ કર્યો કે, બધાએ જમીને થોડો આરામ લીધા બાદ તુર્ત સજ થઇ હાજર થવું. રાજાએ પોતાના મહેલમાં જઇ પોતાની પ્રીયાને સર્વ વાત નિવેદન કરી થોડીવાર આશાએશ લઇ જગવાની તૈયારી કરી, ને સેનાપતિને ચેતતા રહેવાનો હુકમ આપ્યો.

બીજા દિવસનો મધ્યાનકાળ શરૂ થતાં તો, પાછા યવનો ખળભળી ઉઠયા, અને અણધાર્યા તેઓ શહેરની નજીક આવી પહોચ્યા, પણ અગમ ચેતી વાપરી રાજાએ બધી જાતનો બંદોબસ્ત કરેલો હોવાથી યવનોનું કંઇ ફાવ્યું નહીં, ને જોતજોતામાં શહેરમાં ખબર પ્રસરતાં હજારો લડાયક માણસો આવી ચડયા. આ વેળા રાજાએ જાણ્યું કે યવન સૈન્યની મોટી સંખ્યા સામે આપણા થોડા ક્ષત્રિય વીર, સામે મોઢે જોઇએ તેવી ટક્કર લઇ શકશે નહીં, તેથી તેણે દરેક દરવાજે થોડા થોડા બલિષ્ટ રજપૂતોને રાખ્યા, અને પોતે થોડા સૈન્ય સાથે, જે દરવાજે યવન સૈન્યનો મોટો જથો હતો ત્યાં પહોંચ્યો. એવામાં અચાનક બૂમ પડી કે પશ્ચિમનો દરવાજો તોડી યવનસૈન્ય શહેરમાં પેસવાની જોસભરી તૈયારી કરેછે. એ સાંભળતાંજ ઘણાખરા શૂરવીર યોદ્ધાઓને લઇ રાજા તે તરફ ધાયો, ને ત્યાંજ યવનસૈન્ય સામે ટકાવ કરી ઉભેલા તથા બીજા મદદગાર લશ્કરને લલકારી, ચઢાવી, "શાબાશ"ની, ઉત્સાહોત્તેજક વાણી સાથે યવનસૈન્યમાં મદોન્મત્ત હસ્તી ઝુંડમાં પડેલા સિંહની પેઠે ઘૂમવા લાગ્યો. તુર્ત યવનસૈન્ય જરા પાછું હઠવા લાગ્યું, ને તેમના સિપાઇઓ ટપોટપ પડવા લાગ્યા. થોડીવારમાં તો તેમનામાં ભારે ગભરાટ ઉત્પન્ન થયો તથા તેઓ હિંમત છોડી નાસવા લાગ્યા. આ વેળા

ક્ષત્રિઓ પણ પરાકાષ્ટાએ વિજય પામ્યા, ને તેમના જોરાવર યો-દ્ધાઓ નાશ પામ્યા. રાજ્યમહેલમાં આવી બધા સૈન્ય સાથે રાજાએ વિચાર ચલાવવા માંડ્યો કે, બે વાર તો આપણે જેમ તેમ કરી ઈશ્વરકૃપાથી પવિત્ર ભૂમિનું રક્ષણ કરી વિજય મેળવ્યો, પણ હવે આપણી લજ્જા રહેવી મુસ્કેલ છે, માટે બહેતર છે કે યવનરાજને પીઠ બતાવવા કરતાં મરણ યુદ્ધ આદરી કેસરીયાં કરી સુકિર્ત્તિ સા-થે સ્વર્ગારોહણ કરવું. એ ઠરાવ બધાએ બહાલ રાખી થોડીવારમાં ઘેર જઈ આવી પાછા હાજર થવાની રજા માગી.

રણતૂર્યના નાદ તો ત્રણ દિવસથી બંધ પડ્યાજ નહોતા, સઘ-ળી રૈયત હમેશાં ચિંતાતુર રહેતી, ને આસપાસનાં ગામડાં તો વૈ-રાનવત્ થઈ ગયાં હતાં, તેવામાં વળી એકદમ રણવાદ્ય વાગતાં બધા શૂરવીરો ઝટ ભેગા થઇ ગયા ને રાજાનો હુકમ સાંભળવા ઉત્સુક બની ઉભા. રાજાએ ઘણીખરી રૈયત તથા બાકી રહેલા સૈન્ય સ-મક્ષ કહેવા માંડ્યું કેઃ—આપણું ઘણુંખરૂં લશ્કર બે દિવસના વિ-જયમાં નાશ પામ્યું છે, યવનસૈન્ય હજુ પોતાની આકાંક્ષા તજી પાછું જતું નથી, દિન પ્રતિદિન તેમનામાં ભરતી થયા કરેછે, ને આપ-ણને બીજી મદદ મળી શકતી નથી, તો હવે મારી છેલ્લી ધારણા એ છે કે, રૈયતમાંના જે જે માણસો પોતાના દેશને માટે પ્રાણાર્પણ કરવાની ઇચ્છા ધરાવતા હોય તેમણે આ સૈન્યમાં સામિલ થવું, અને જેને તેમ કરવાની ઇચ્છા ન હોય તેણે રાજધાની છોડી પો-તાને મનગમતે ઠેકાણે સહિસલામત જતા રહેવાના ઉપાય ખોળી લેવા. આટલું કહેતાની સાથે તો રૈયતમાંથી સંખ્યાબંધ માણસો પોતાના દેશને માટે જીવન આપવા આનંદની સાથે નિકળી પડ્યા, ને પોતાનાં બૈરાં છોકરાંને નિર્ભય સ્થળે જઇ રહેવા તથા હવે ઇશ્વર

મેળાપ કરાવશે તો ટુંક મુદતમાં પાછા ફરીશું, એમ કહી રણમાં જવા તૈયાર થયા. આ વખતે રાજાએ પોતાના જનાનાની સ્ત્રીઓ માટે ભયંકર જહરવૃત્ત (સ્ત્રીઓને જીવતી બાળી મૂકવી તે.) આરંભ્યું. મહેલમાં એક મોટી સુરંગ ખોદાવી તેમાં ચંદનનાં લાકડાં નાંખી, પ્રાણાર્પણ કરવાનો જબરો અગ્નિકુંડ સળગાવ્યો, ને તેમાં દરેક સ્ત્રીને હોમવાનો ઠરાવ કર્યો. રાજાનો આ વિચાર સાંભળી સર્વે રાણીઓ આ ભીષણ વૃત્તમાં સામિલ થવા ઉત્સાહભેર તૈયાર થઇ, અને એક પછી એક આવી. અગ્નિકુંડના મોં આગળ ઉભી રહી. જે લાવણ્યમયી લલનાઓની મનમોહક મૂર્ત્તિ થોડી પળ પહેલાં તેના પતિને આનંદ આપતી હતી, જેની કંચન સરખી કાયાનો સ્પર્શ કદી પણ અન્યજન સાથે થયો નથી, રજપૂતોના જે ઉત્તમ જવાહિર માટે ભયંકર ખૂનરેજી ચાલી રક્ષણ થયેલું હતું, તેવી સ્વર્ગની અપ્સરા તુલ્ય વીરાંગનાઓ (બહાદૂર સ્ત્રી) પોતાની મેળે કેવળ પોતાના કુળ ગૌરવની રક્ષા કરવાને માટેજ, અગ્નિદેવને બળીદાન દેવા આવી હતી. પાટરાણી વિમળાદેવી સિવાય બાકીની તમામ, એક પછી એક, સુરંગની જ્વલંત આગમાં, દીપકમાં પડતા પતંગિઆની માફક ઝંપલાઇ, હમેશને માટે પોતાનું શિયળ પાળવા વિશ્વનિયંતાને શરણે ગઇ.

આ વખતે પાટરાણી વિમળાદેવી, પોતાની એક સુકુમાર બાળ કન્યાના પ્રેમાકર્ષણનું બંધન ઝટ નહીં તૂટવાને લીધે, મહેલમાં પોતાના પતિ સાથે મડબાંગ કરતી હતી. તેવામાં સઘળી સ્ત્રીઓએ પોતાની રક્ષા માટે આત્મસર્પણ કર્યાની ખબર તેને મળી, તેથી હવે પોતાની એકની એક પ્યારી પુત્રીના વાત્સલ્ય પ્રેમનું બંધન ત્વરાથી તોડી તેણે રાજા સાથેજ રણમાં પ્રાણાર્પણ કરવાનો પોતાના મન

સાથે દૃઢ નિશ્ચય કર્યો.

રાજા વિસળદેવને એક બાળપુત્રી સિવાય બીજું કંઇ સંતાન નહોતું, ને તે જો જીવતી હશે તો કોઈ દિવસપણ પેલી પૂર્વની કહેવતની પેઠે "દીકરીએ દીવો" રહી તેના વંશમાં કોઇ વીરપુરૂષ પેદા થઇ, પાછો દક્ષિણના ક્ષત્રિય ગૌરવનો પુનરૂદ્ધાર કરશે. એમ ધારી રાજા, રાણી બંને, તે બાળપુત્રીને કોઇ પણ રીતે નિર્ભય જગાએ પહોચાડી દેવાની તજવીજ કરવા લાગ્યાં. આહા!! શું રજપૂત વીરોની છાતી? પોતાની ઉત્તમ ટેક સાચવવા માટે, વહાલામાં વહાલી જીવનરૂપ વસ્તુને પણ ગણકારતા નથી, ને એક પવિત્ર નેમનેજ અટલપણે વળગી રહી અસહ્ય કષ્ટ સહન કરેછે. તુર્તજ તેમણે પોતાના એક વૃદ્ધ વિશ્વાસુ પુરોહિતને તેડવા માણસ મોકલ્યું, ને તે આવતાંવેત તેને, પોતાની વહાલામાં વહાલી, કમળનયની, એકની એક, પ્રાણાધિક સુતા હમેશને માટે સોંપી કહ્યું કે.—હે મારા સુખ દુઃખના ભાગી વૃદ્ધ પુરોહિત મહારાજ? તમારા બાપ દાદાએ જેવી રીતે અમારી સાથે તથા અમારા વડવાઓ સાથે રણમાં ધુમી ને જય મેળવ્યા છે, ને જેઓ પૂર્ણ નિમકહલાલીથી વરતી, ક્ષત્રિય ગૌરવ સાચવવામાં પ્રાણઅર્પણ કરવાને પણ ચૂક્યા નથી, તેમ તમને જાણી, આ પવિત્રભૂમિના ઉદ્ધાર માટે ફક્ત, આ મારી પ્રાણસૂતા તમને સોંપુંછું. તમે જાણોછો કે બે વારની જીતમાં આપણા હજારો યોદ્ધાઓ કપાઇ ગયા છે, પોતાથી બનતી તેમ તરવાર બજાવી રૈયતમાંના ઘણા વીરપુરૂષોએ પણ આત્મ વિસર્જન કર્યું છે, ને હવે આપણા રાજ્યનું રક્ષણ કરવું, એ ઘણું વિકટ કામ છે એમ જાણી, છેવટે મારી પ્રીય અર્ધાંગનાઓએ પણ પોતાની કાયા હમેશને માટે અગ્નિદેવને સમર્પણ કરેલી છે, ને હવે હું પણ છેલ્લી વારે

મારા બાકી રહેલા મુઠીભર પહેલવાનો સાથે રણક્ષેત્રમાં ઝંપલાવી, મારા બાપદાદાનું પણ સાચવવા ઉત્સુક થયોછું, આ બાલકાને લઇ સત્વર તમે કોઇ નિર્ભય સ્થળે જવાની તૈયારી કરો. હવેથી તેનાં ખરાં માબાપ તમેજ છો. જેણે કદી તાપ, ટાઢનું કે દુ:ખ ભૂખનું દર્શન કર્યું નથી તેવી સુકુમાર બાળાને તમે તમારા પ્રાણ કરતાં પણ અધિક પ્યારી ગણીને, સારી રીતે ક્ષત્રિયકૂળ કેળવણી આપીને, વ્યવહારિક અને પારમાર્થિક બોધ દઇ ભણાવી ગણાવી, સાચવજો. છેવટે મારી મન કામના, જે આપણી વીરભૂમિનો ઉદ્ધાર કરવાની છે, તે કદી ભૂલતા નહીં, અને તેને માટેજ ખાસ ધ્યાન આપીને, જે ક્ષત્રિયવીર મારી, એ મનકામના પૂર્ણ કરે તેવો બહાદૂર હોય તેનેજ આ મારી પ્રાણાધિક વહાલી સૂતા પરણાવજો, કે જેથી હું સ્વર્ગમાં અખંડ સુખ માણું. કૂળ વગેરે સહેજસાજ હલકું હોય તેના સામું ન જોતાં આ મારી પવિત્ર નેમપર પૂરતું લક્ષ રાખજો અને તેનાં દુ:ખી માતપિતાનું દુ:ખ ભૂલાવી કોઇપણ વાતે હિજરાવા ન દેતાં સુખાનુભવ કરાવજો.

આ વખતે રાણી એક ખૂણે બેસી પોતાની વહાલી દીકરીના હમેશના વીપ્રલંભનું (વિયોગ) દુ:ખ સંભારી ડળક ડળક આંસુ પાડતી, શોકસાગરમાં નિમગ્ન થઈ હતી. તેની હિંમત હવે રહી શકી નહીં તેથી, બ્રાહ્મણના હાથમાંથી છોડાવી લેઇ, એકવાર છેલ્લું પ્રેમચુંબન કરવાની આશાએ, પોતાની પ્રાણપ્યારી દીકરીને બેટી પડી, ને એક બીજાને જેમ અંતિમ સમયે મડાગાંઠ પડી જાય છે તેમ વળગીજ રહી. દેર કરવાનો હવે સમય નથી, યવન સૈન્યના ભણકાર સંભળાય છે ને ધારેલી ધારણા બર આવવાને વખતે હરકત આવશે, એમ ધારી રાજાએ, રાણીને કહેવા માંડયું કે, હે પ્રાણવ-

હસે! માથે કાળચક્ર તો ઘેરાઇ રહેલું છે, યવન સૈન્યરૂપી પ્રચંડ આ- ગમાં ઝંપલાવવાની હવે તૈયારી કરી છે, ને હવે જરાપણ ખાળી શ- કાય તેવું છે નહીં, તે વખતે આવાં કરૂણાજનક વાક્યથી મને નાહક ખેદ પમાડ નહીં. શૂરી ક્ષત્રાણિઓને આણીને વખતે આમ શોભે? તેઓ તો ખુશીની સાથે પોતાના પ્રાણનાથને, સામે મોઢે ઘા લેઇ ર- ણમાં શત્રુ સામે ઝુઝવાને ઉત્તેજીત કરેછે, તો તારે પણ તેમ કરવું જોઇએ. અગ્નિદેવ તારે માટે ઉત્સુક થઇ રહેલાછે, તો તું ઝટ તેમને પ્રાણબળી આપી, સ્વર્ગમાં મને ભેટવા માટે ઉતાવળી થા. આટલું સાંભળતાં રાણીની છાતી ભરાઈ આવી, અને બળાત્કારે તેણે પો- તાની આંખની કીકીરૂપ કોમળ બાળિકાને પેલા પુરોહિતને સોંપી, તેને શિખામણ દઇ, ઘણી ચૂપકીથી તાકીદે શહેર બહાર સલામત જગાએ લઈ જવાની ચેતવણી આપી; અને પોતે રાજાની સાથે ર- ણક્ષેત્રમાં આત્મસમર્પણ કરવા તૈયાર થઇ. રાજાએ ઘણું સમજાવ્યું કે, વખતે દુષ્ટ યવનરાજ પોતાની બુરી મતલબ પાર પાડવા માટે અને વિશુદ્ધ ક્ષત્રાણિની પવિત્ર કાયા કલંકિત કરવાને તત્પર થશે; ને તેમ થયું તો પછી ભયંકર વ્રત્ત તથા નિશ્ચળ પ્રતિજ્ઞાને માથે પાણી ફરશે. પણ તે આજકાલની કેટલીક કોમળ, બ્હીકણ, હીચકારી કે દેડકું દેખી નાસી જાય તેવી ના હિંમતવાન નહોતી, તેથી પોતે ઘ- ણી હઠ કરી શરીરે બખ્તર, ઢાલ, તરવાર બંદુક વગેરે, લડાઈનો સા- જ સજી, પોતાના પતિસાથે લડાઇના મેદાનમાં મરણયુદ્ધ આદરવા મર્દાની પોશાકમાં ઘોડેસ્વાર થઇ નીકળી પડી.

પોતાના બાકી રહેલા ગણ્યા ગાંઠયા યોદ્ધાઓ અને રૈયતનાં કેટલાંક જબુજ માણસો સમક્ષ રાજાએ કહેવા માંડયું કે, હવે આ- પણા રાજ્યનો યશભાનૂ અસ્ત થવાનો વખત નજીક આવેલો છે,

બહાદૂર ક્ષત્રીસિંહોએ પોતાની બહાદૂરી બતાવવામાં જરા પણ પાછી પાની કરી નથી, યવન રાજ્યના બલિષ્ટ સૈન્ય સામે હવે આપણી જયુજ સેનાથી ટકી શકાય તેમ નથી, એમ ધારીને છેવટે "યા હોમ" કરીને વીરભૂમિમાં પ્રાણાર્પણ કરવાનો અમે નિશ્ચય કર્યો છે, તો જેને પોતાનો જીવ વહાલો હોય કે વહાલાંનો પ્રેમ સાલતો હોય તેણે એકદમ પલાયન કરવું, ને જેને પોતાના દેશ માટે, વહાલાં સગાંનું પ્રેમબંધન તોડી, કેવળ સ્વદેશાનુરાગ માટેજ આત્મત્યાગ કરવાની ઉત્કંઠા હોય તેમણે તૈયાર થઇ જવું. છેલ્લો બોલ નિકળતાની સાથે તો રૈયતમાંથી સેંકડોવીર બોલી ઉઠયા કે "આજ સુધી રામરાજ્યની શિતળ છાયામાં નિર્ભયપણે આમનચમન કરી ઘણું સુખ માણ્યું છે, તેઓ હવે પોતાના બાપદાદાનું પરાક્રમ વિસારી મૂકી, પોતાનું નિમકહરામીપણું દાખવવાને કદીપણ કબુલ થશે નહીં. આપ શૂરવીર મહારાજાએ અમારા સંરક્ષણ માટે આવું કમકમાટ ઉપજાવે તેવું વૃત્ત આદરી, પોતાની પ્રીય અર્ધાંગ્ના સાથે રણભૂમિને બળીદાન આપવાનું નક્કી કર્યું છે, તો હવે અમે બાકી રહેલા જયુજ માણસો, શું હીચકારા થઇ એ શોકકારક દેખાવ નજરે જોઈ રહીશું? નહીજ. એમ કદી પણ બની શકે નહીં." એમ કહેતાની સાથે સકળ સૈન્ય થોડીવારમાં યવન સૈન્ય સામે આવી રહ્યું.

યવનરાજને તો લસ્કરના વિશ્રામ કે થાક સામું જોવાનું હતું નહીં. તેને તો કોઇપણ રીતે પોતાની ધારેલી ધારણા પાર પાડવાનીજ ઇચ્છા પ્રબળ હતી, તેથી તે પોતાના સૈન્યસાથે રણભૂમિમાં આવી લડાઇને માટે સઘળી તૈયારી કરી બેઠો હતો. બંને સૈન્યમાં ખળભળાટ થઇ ધૂળ ઉડતાં આકાશ તેથી છવાઇ ગયું, વિજળીના ઝળકતા ભાલા સામસામે અથડાઈ તેમાંથી તીખો અગ્નિ ઝરું

રવા લાગ્યો, તરવાર ઢાલની તડાતડી થઇ પડી, બંદુકના તથા રણવાદ્યના નાદથી રણભૂમિ ગાજી રહી, ઘોડે ઘોડા અને પ્યાદલે પ્યાદલ દ્વંદ્વયુદ્ધ કરવા લાગ્યાં, આકાશમાં અપ્સરાઓ ફુલના હાર લઈ પોતાને મન ગમતા વીરપુરૂષને વરમાળ આરોપી વીરાંગના થવાને ઉત્સુક બની રહી હતી, આકાશી દેવો પણ આ બહાદૂર આર્ય પુત્રનું છેલ્લીવારનું તુમુલ યુદ્ધ જોવાને આવી રહ્યા હતા. એવામાં અચાનક દુશ્મનની સેનામાંથી ગોળી વાગતાં રાજા પોતાના તેજસ્વી તોરી ઉપરથી એકદમ ભોંયપર ગબડી પડ્યો, પણ તુર્તજ તેણે તત્પર થઇ યવન સૈન્યમાં કાપાકાપ ચલાવવા માંડી. છેવટે યવન સૈન્યના જબરા ઘસારાને લીધે તેનું શિશ અને ધડ જુદાં થયાં, અને ધડ એકલું થોડીવાર ઝુઝી સેંકડો યવનોને સ્વધામ પહોંચાડી આખરે તે ઉત્સુક અપ્સરાઓને સ્વાધિન થયો. આ હૃદયભેદક બનાવ રાણીની નજરે પડતાં, પોતાના પ્રાણપતિના દીર્ઘકાલના વિયોગ વિષે જરા પણ કુંઠિત ન થતાં ઉલટી બમણી ઉત્તેજીત બની, પોતાના બહાદૂર ક્ષત્રિયવીરોને શૂરાતન ઉપજે તેવા ઉચ્ચસ્વરે શાબાશી આપી એકદમ યવન સૈન્ય ઉપર તુટી પડી. તેની આંખો આ વેળા પતિના પતનથી પ્રચંડચંડીનાં વિકાળ રકતનેત્રવત્ થઈ ગઇ હતી, તેને રૂંવેરૂંવે શૂર વ્યાપી રહ્યું હતું, ને મહિષાસુરનો વધ કરવાને જેમ ચંડીએ પ્રબળ તેજ દર્શાવી તે દુષ્ટ રાક્ષસનો મદ ભંગ કર્યો હતો, તેમ આ વેળા રાણીએ પોતાની તેગ તરવાર વડે, યવન સૈન્ય તુરીયાં, ચીભડાંની પેઠે કચ કચ કાપવા માંડ્યું. તેનો મર્દાની પોષાક જરા ખુલ્લો થઇ જવાથી તે પોતાના અસલ સ્વરૂપમાં આ વેળા દેખાતી હતી, ને તેના વિખરાએલા, કાળા નાગ જેવા ચળકતા વાળ, વિકાળપણામાં વૃધ્ધિ કરતા હતા. આ શ્

હા માયાની રક્તવર્ણી, ક્રોધાગ્નિ ઝરતી ચક્ષુ સામું જોઈ યવનસૈન્યતો હેબકજ ખાઈ ગયું કે, વિફરેલ જગદંબા થોડીવારમાં આપણા બધાનું નિકંદન કાઢી નાંખશે કે શું? ટપોટપ યવન યોદ્ધા પડવા માંડયા, અને તેમનામાં નાસભાગ મચી રહી. આ વેળા યવનરાજની નજર પોતાના પાછા હઠતા સૈન્યપર પડતાં, તેણે પોતાના અતિક્રોધાતુર આવેશે સકળ સૈન્યને ઠપકો દેવા માંડ્યો કે એક અબળા જાતિની સામે તમે પહોચી શકતા નથી તો આગળ જતાં શું ધાડ મારશો? કિનારે આવી પહોચેલું જહાજ તમારા જેવા નામર્દ ખરેખર ડૂબાડી દઈને આટલા દિવસની જોખમ ભરી મહેનતને માથે પાણી ફેરવશે. શું? તમારો દેશ નજીક છેકે તમે આમ નાશી જઈને સહિસલામત ઘરે પહોચી જશો? વગેરે વાક્બાણ મારી કુરાનના સોગન દઇ તેણે પોતાના સૈન્યને ઉસ્કેર્યું, ને થોડી વારમાં તો હિંદુવીરોને રણભૂમિમાં સૂવાડી દીધા. પ્રબળ સેના સામે એક અબળા પોતાનો જુસ્સો કેટલી વખત સાચવી રાખે? અરે! આખરે તે રણધીર વીરાંગના, ઉપરાઉપરી ગોળીના આઘાતથી એકદમ નીચે પડી, ને પોતાના પ્યારા ભર્તારને સ્વર્ગમાં મળી અખંડ સુખ ભોગવવાને હમેશને માટે ચાલી ગઇ. જ્યુજ બચેલા રજપૂત બચ્ચાઓએ પોતાથી બનતી સમશેર બજાવી, રણભૂમિમાં હમેશાને માટે શયન કર્યું, ને યવનરાજ આનંદોત્સાહની સાથે હવે વગર વિલંબે તથા વગર હરકતે, વૈરાનવત્ થઇ પડેલા શહેર તરફ ધાયો.

રસ્તામાં જ્યાં જુએ ત્યાં કોઇના હાથ કપાઇ ગયેલા, કોઇના પગ નાબૂદ થયેલા, ને કોઇને છાતીના સખ્ત ઘા વાગવાથી ટળવળતા બહાદૂર યોદ્ધાઓ. અંતિમકાળની દુઃખદાયક વાણી કાઢી રહેલા ને હવે પોતાના દેહમાંથી પ્રાણને ઝટ વિસર્જન કરી સ્વર્ગમાં જવ

વાને પરમાત્માની પ્રાર્થના કરતા નજરે પડતા. સંધ્યા સમયે યવન સૈન્ય શહેરમાં પેઠું, તો તેમાં કોઇ કોઇ ઠેકાણે દોડાદોડ કરતાં બાકી રહેલાં ગરીબ માણસો પોતાનાં વહાલાં સગાંના હમેશના વિયોગનું દુઃખ સંભારી પોકાર કરી રહેલાં હતાં, કેટલાંક પોતાની માલમતાનું સંરક્ષણ કરવાને તૈયાર થઇ બેઠેલાં હતાં, ને રાજા રાણીના શોકથી હાલનું સૂવર્ણપુર જાણે એક ભયાનક સ્મશાન ભૂમિ હોય તેવું ભાસતું હતું. યવનરાજે હાથમાં આવ્યું તેટલું લઇ લીધું, ને શહેરમાં સઘળે ઠેકાણે ફરીને છેવટે રાજ્યમહેલમાં આવી પોતાની વિજયપતાકા સૂવર્ણપુરના શોક કરતા કોટપર ફરકાવી—પછી ત્યાં પોતાના તરફનો એક સૂબો રાખી, શહેરને આબાદાનીમાં લાવવા સૂચના દઇ, પોતે સકળ સેના સાથે રસ્તામાં વિનાશ કરતો કરતો કેટલેક દિવસે રાજધાનીમાં જઇ પહોચ્યો.

---

## પ્રકરણ ૨ જું.

મનોહરપુરમાં આજે આનંદોત્સવ થઇ રહ્યો છે, ઘેર ઘેર મંગળગીત ગવાય છે, સર્વ રૈયત ઉલ્લાસ વદને ચોમેર હેરફેર કરી રહી છે, સાયંકાળનો સમય થવા આવ્યો છે, દિનમણિ (સૂર્ય) પોતાનો દેદીપ્યમાન સાજ સંકેલી લેવાની તૈયારી કરેછે, બજારમાં બાળક, યુવાન, અને વૃદ્ધ સ્ત્રી પુરૂષોની ગીર્દી મચી રહી છે, સુશોભિત અટારીમાં બેશી કેટલીક સલજ્જ યુવતિઓ અલૌકિક દેખાવ જોવાને એક પગી થઇ રહી છે. રસ્તાની બંને તરફ કેટલાક તોફાની છોકરાઓ પોતાને બેસવાની જગા ખોળવાને ગડદાપાટૂ મારી રહ્યા છે, ને શાહુકારોની દુકાનો સુંદર રોશનીથી ઝગઝગાટ થઇ રહી છે.

એવામાં તડિંગધિંગ, તડિંગધિંગ કરતો નગારાનો નાદ સર્વને કાને પડ્યો, તેથી સર્વ ચૂપાચૂપ બની એકી નજરે તે તરફ જોવા લાગ્યા. આજે આટલી બધી ધામધૂમ શેની થાય છે? તે વાંચનારના સમજવામાં આવ્યું નહીં હોય.– મનોહરપુરની રાજકુંવરીનો લગ્ન સમારંભ હોવાથી તેનો વરઘોડો આજે નીકળવાનો છે, ને તેમાં દેશ વિદેશના પરદેશી પરોણાઓ પોતાના તરેહવાર ઠાઠમાઠથી શહેરમાં આવેલા છે, તે જોવાને સર્વ પ્રજાજન ટગટગી રહ્યાં છે—નગારાનો અવાજ થતાની સાથે, એક સરખો મુગલાઈ પોશાક ધારણ કરેલા અને એક સરખાં હથિઆર પકડી ક્રમાનુસાર ગોઠવાએલા, કાચાપોચા આદમીને દહેશત પમાડે તેવા વિક્રાળ ઘોડેશ્વારની પલટણો દેખાવા લાગી, તેની પછવાડે રંગબેરંગી સોનેરી રૂપેરી વસ્ત્રાલંકાર ધારણ કરેલા પચરંગી ઘોડાપર બેઠેલા તુર્કી અશ્વારોની પલટણ આવી. પછી એક સરખી હારમાં, એક સરખા પોશાકથી ભવ્ય દેખાતી કાળી પોલીસ હાર દેખાઇ. તેની પછી સોનેરી સાજથી શણગારેલા મદોન્મત્ત ઘોડાઓ દેખાયા. આજુબાજુ દારૂખાનાની ધામધૂમ તો મચીજ રહેલી હતી. હજામ સળગતી મશાલો પકડી થોડે થોડે અંતરે ચાલતા હતા. શેહેરના સદ્‌ગૃહસ્થો તથા દરબારી અમલદારોનાં ખૂબસુરત બાળકો સુવસ્ત્રાલંકારથી શણગરાઈ ઘોડાપર બેસી સર્વને હેરત પમાડતાં હતાં. દેશપરદેશના વિચિત્ર પોશાકના રાજા રાણાઓ, સિપાઇઓ, માણસો, અને તે દરેકની પાસે અકેકી ખૂબસુરત નાયકા, પોતાના સાજ સાથે નૃત્ય ગાનની ધૂન મચાવી કટાક્ષ મારતી ચાલી જતી હતી. જૂદી જૂદી જાતનાં વાજાંના અવાજ કાનને અતિ આનંદ આપતા હતા. વરઘોડાના મધ્ય ભાગે અદ્દભૂત કારીગરીથી બનાવેલી એક સુંદર ચારઠ જોવામાં આવી. તેમાં જોડેલા

ઘોડાઓ ઉપર સોનેરી બુટ્ટાવાળી ઝુલ ઝુકી રહી હતી, તેમની રૂ- પેરી લગામો વિજળીની માફક ચળકાટ મારી રહી હતી, ને ઝુલ ઉપર સોનેરી સાજ ભભકાબંધ ગોઠવી દીધેલો હતો. એ ગાડીમાં જમણી તરફની સુશોભિત ઉંચી બેઠક પર ત્યાંનો મહારાજા પોતા- ના એક બે ભાયાત અને પ્રધાન સાથે, તરેહવાર જાતનાં વસ્ત્ર ત- થા હીરા માણેકનાં કીમતી ઘરેણાંથી શણગરાઇ બેઠો હતો. એ રા- જાની ચારકને બંને પડખે તેના નજીકના સંબંધી, ફતેહપુર તથા રામપુરના રાજકુંવરો સર્વ જનનો આનંદ પમાડતા, ઘોડા કૂદાવ્યા ચાલ્યા જતા હતા. તેઓ બંને આ લગ્ન સમારંભમાં ઘણોખરો વ- ખત સાથેના સાથેજ રહેતા હતા, તેથી આ વખત પણ ચારકની બંને બાજુ જોડે રહી ચાલતા હતા. તેઓ બંને પાસે ઉં- ચી જાતના તેજસ્વી પચરંગી અરબી ઘોડા હતા, ને તેના પર નાંખેલો તદ્દન જરીઆની સામાન તથા સામાનપર સોનેરી બુટ્ટાવાળી લગામ અને પછાડીનો ભાગ, જાણે અંધારી રાત્રે લાલ તારા ચળ- કતા હોય તેમ દીસતાં હતાં, ને તેમના બંને ઘોડા, જાણે પોતેજ આખા વરઘોડાની શોભારૂપ હોય તેમ ગર્વથી ટેડી ચાલ ચાલતા હતા. ઉપર બેઠેલા રાજકુંવરોનો પોશાક ઘણોખરો સરખોજ હતો. દરેક જણે પોતાને માથે મરેઠી ઘાટની ઉંચી જાતની, જરીયાની ચંદેરી બત્તીની ટેડી પાઘડી ઝોકાવી દીધી હતી, ઢાકાની કિમતી મલમલના સરખાં સૂવર્ણ જડીત અંગરખાં અંગપર પેહેરી દીધાં હતાં, ઉત્તમ પ્રતિના કિનખાબનો બુટ્ટાદાર સુરવાલ પહેરેલો હતો ને તેના પર કિમતી કલાબતાવાળી ત્રીગુ પીછોડી, કસકસાવીને ઘોડાનો તંગ તાણે તેવી રીતે કમરે બાંધી લીધી હતી, તથા તેમાં રત્ન- જડીત અરબી જમઇઓ, ઉમદા મુલતાની કટારી, અને સોનેરી હાં

થાવાળી ઉત્તમ પાણીદાર છરી ખોસેલી હતી. કમરને એક પડખે, ઘોડાના પાછલા ઢીંચણ સુધી અડે એવી લાંબી શિરોહી સમશેર લટકી રહી હતી. દરેક જણે કપાળમાં ઝીણો કુંકુમ ચાંલ્લો કરેલો હતો, તે જાણે તારા મંડળમાં ઉજ્વાળ રાત્રિએ મંગળનો રક્ત તારો ચળકી રહ્યો હોય તેવો દીસતો હતો. તેમની ડોકમાં ફક્ત એક ભારે કિંમતની રત્નજડીત હીનાકંઠી સિવાય બીજું કાંઈ ઘરેણું નહોતું, પણ તેમની શોભામાં સેંકડો અલંકાર જેટલી વૃદ્ધિ કરતું હતું. બંને જણની બત્તીને એક પાસે આવેલાં વાંક વળેલાં, કાળાં, રેશમ જેવાં સુંવાળાં, અને હેનાના ઉંચી જાતના અત્તરથી તર કરેલાં જુલફાં, વળી અલંકાર કરતાં પણ અધિક શોભા આપતાં હતાં. એ પ્રમાણે જાણે એકજ વખતે બે કામદેવ સાથે ઉતરી આવ્યા હોય તેવી શોભા આપતા બંને રાજકુંવરો સર્વ મનુષ્યને મોહાકર્ષક કરતા ઘોડા ઠેકાવતા ચાલ્યા જતા હતા. પણ એ બધી સમાનતાની સાથે બંનેમાં એક મોટી અસમાનતા હતી, તે એ કે જમણી તરફનો રામપુરી રાજકુંવર, બાહ્ય સૌંદર્યતાની સાથે (બહારની શોભા) તેની આંતરિક (અંદરની, મનની.) સૌંદર્યતામાં પણ એકકો હતો ને પેલો ફતેહપુરવાળો રાજકુમાર આંતરિક શોભામાં પહેલાથી તદન ઉલટા જેવો હતો. આ બંને એક બીજાથી વિરૂદ્ધ ગુણ, મહાબુદ્ધિમાન અને વિચિક્ષણ માણસો તેમની મુખ ચર્યાપરથી તુરત ઓળખી કહાડતા.

ધીમે ધીમે ચાલતાં બધી સ્વારી શેહેરના છેવાડા ભાગમાં આવી. ત્યાં એકાએક પેલા રાયપુરી કુમારની નજર, તેની સામે આવેલી દુકાનોની પેલી તરફના એક સાદા ઝરૂખામાં બેઠેલી નવયૌવના તરફ પડી. ઝરૂખામાં બેઠેલી સુકુમારં સદ્ગુણી સુંદરી, પોતાના શેહેરના રાજાને, પોતાની શક્તિ મુજબ સુગંધીદાર પુષ્પથી વધાવી લેવાને

ઉત્સુક બની રહી હતી. એ નવયૌવન બાળા, ખરેખર તેના કર્ત્તાની અદ્‌ભૂત કારીગરીના ઉત્તમ નમુના રૂપ હતી. તેણે પોતાના હાથમાં લીધેલાં જૂઇનાં શ્વેત પુષ્પ, તેની કોમળ આંગળીઓમાં જાણે મોતી ટાંકી લીધાં હોય તેવાં દીસતાં હતાં. તેનું સરોજમૂખ ચંદ્રને પણ લજ્જાસ્પદ કરે તેવું હતું. વિશ્વનિયંતાની એ અલૌકિક પૂતળી, પોતાના સ્મિત હાસ્યથી જાણે પેલા રાજકુંવરનું ચિત્ત હરી લેતી હોયની! તેમ જણાતી હતી. તેનું તેજસ્વી નિર્મળ આદર્શ (દર્પણ) રૂપ કપાળ, અને તેના પર ફૂલથી ગુંથેલી વેણી જાણે કાળીનાગ ક્ષીર સમુદ્રમાં પયપાન કરવાને પોતાની ફેણ ઉંચી કરી રહ્યો હોયની! તેવી દીસતી હતી. તેની કાળી અણિઆળી ભમરો સામા માણસને તરવારના જખમથી પણ અધિક ઘાયલ કરતી. તેનાં ખંજર પક્ષીને હરાવે તેવાં અંજન યુક્ત ચપળ નેત્ર, જાણે આખા શરીરમાં અમેજ ચાલાક છિયે! એવાં મોહાકર્ષક હતાં. તેનું પોપટ પક્ષીની ચાંચ જેવું અણિઆળું નાક, મૂખકમળમાં આવેલા દાડિમ પંક્તિ જેવા ઉજ્વલ દંત, અને પરવાળા જેવા હોઠ, તેના દેખાવમાં અધિક ઉમેરો કરતા હતા. તેણે પોતાના શરીર પર ઓઢેલી સાદી હલકી જાતની ઝીણી કાળી ઓઢણી, તેના ગૌર બદન પર જાણે સેંકડો અલંકાર ધારણ કરેલા હોય તેવી અધિક શોભા વધારતી હતી. તેના એક કપોળ પર આવેલો કાળો તલ, તથા બીજા પર આવેલું લીલું છુંદણું તો, જોનાર માણસને ખરેખરાં ચિત્તાકર્ષક હતાં. તેની કપોતના જેવી કોમળ અને સ્ફટિક મણિસમ ઉજ્વળ ડોકમાં, પાણી વગેરે ઉતરે તે, સ્પષ્ટ જણાય એવું લાગતું હતું. એ પ્રમાણે અનુપમ શોભા યુક્ત, મહાન્ કુદરતી કારીગરીની એ મોહાકર્ષક સૌંદર્યવાન બાળા, પોતાના હાથમાં સુગંધીમય કુસુમને (ફૂલ) લઇ લાંબા હાથ કરી રાજાને વધાવવા હર્ષિત વદને ઉભે-

લી હતી. તે જાણે જળનું કમળ પોતાના નાળ સાથે પાણી બહાર આવી અધિક શોભા આપતું હોયની ! ! તેમ દેખાતું હતું. તેના અરવિંદ (કમળ) મુખ તથા સૂવર્ણમયી કાયાના દેખાવ પરથી, એમ ભાસ થતો કે, તેણે હમણાંજ મુગ્ધાવસ્થામાંથી યુવાવસ્થાના દ્વારમાં પ્રવેશ કર્યો છે. આ અતિ લાવણ્યમયી સુકુમાર કનકલતાપર, પેલા રાયપુરી કુમારની નજર પડતાં તે તો સ્તબ્ધજ બની ગયો, અને થોડીવાર સુધી તો તેના તરફ એકી નજરે જોયાજ કર્યું. તેના પવિત્ર હૃદયમાં આજ સુધી દુર્વિચારે જરા પણ જગા લીધી નહોતી, ને હજુ પણ તેના મનમાં અન્ય દુષ્ટ વિચાર ઉત્પન્ન થયોજ નહોતો, પણ એકાએક પોતાની જીંદગીમાં આ પ્રથમજ, જગત્ કર્ત્તાની મનમોહક કારીગરી જોઇ તે વિષે વિચાર ચલાવ્યા કરતો હતો. થોડી વારે ઘોડાને સહેજ આગળ ચાલવાને એડી લગાવી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, ઓહો ! વિશ્વનિયંતાની શું અ ભૂત ખૂબી છે! કે આવા એક ગરીબ માણસના ઝુંપડામાં આવું સુકુમાર કન્યા રત્ન, તેના માત પિતાની સર્વ સ્મૃદ્ધિ હોય તેમ ઉત્પન્ન કરી સર્વને હેરત પમાડે છે ! અરે હું કદિ પણ સ્ત્રી જાત તરપ નજર ન નાખું, તે આજે આવી મનમોહક છબી જોઇ કેમ અંજાઇ ગયો ! ખરેખર આમાં કંઈ ઇશ્વરી અદ્‌ભૂત ચમત્કાર રહેલો છે, નહિ તો આમ કોઇ દિવસ બને નહીં. **भाविनोऽनर्थान् ज्ञातुं न समर्थोस्ति जनाः** એ ખોટું નથી. ભવિષ્યમાં બનવાના બનાવની માણસને કશી ખબર નથી-જ. એટલી કુંચીતો ઇશ્વરે પોતાનાજ હાથમાં રાખેલીછે. ખરે ઈશ્વરેચ્છા પ્રબળ, પણ શું? આવી કમળનયની એક ગરીબનું ઝુંપડું શોભાવવાને ઉત્પન્ન કરીછે ? ખરેખર, મને તેના ચેહેરા અને ચાંચલ્ય ઉપરથી તો એમ

ભાસ થાયછે કે, તે કોઇ શુદ્ધ ક્ષત્રિય વીરની કન્યા હોવી જોઇએ, પણ તે ગનાય કેમ? એવા વીર પુરૂષની સૌંદર્યવાન કન્યા તે વળી અહીં ક્યાંથી હોય? નહીં નહીં ગમેતેમ હોય, પણ આવી એક સુનયના જ્યાં સુધી જનાનામાં હોય નહીં ત્યાં સુધી જીવતર મીથ્યાજ છે. મારા પિતાએ કોમલમેરના રાજાની પુત્રી વેરે મારો વિવાહ કરવાનું ધારેલું છે, પણ અરે! ક્યાં તેનો અને આ મનમોહક છબીનો મુકાબલો? ક્યાં ચંદ્ર ને ક્યાં ચાંદરડાં? ક્યાં દિનમણી ને ક્યાં દીપક? ક્યાં રાજહંસણી ને ક્યાં ગીધણ? કોઇ પણ રીતે મારા સાંભળવા ને ધારવા પ્રમાણે આ કનકલતા સાથે કોઇનો મુકાબલો થઇ શકે તેમ નથી. મારો વિચાર તો હવે એજ છે કે પરણું તો આ કમળનયનીનેજ, નહીંતો હાલના રાજાઓની પેઠે નાહક જુદાં જુદાં રૂપ, રંગ ને ગુણ વાળી ચાર પાંચ કન્યાઓ પરણી, પોતાનો અખંડ પ્રેમ ખંડિત કરી નાંખવો, એ મનેતો મુદ્દલ પસંદ પડતું નથી. હે વિશ્વનિયંતા! તું મારા આ પવિત્ર આચાળ વ્રતમાં સાહાય દેજે-સૂર્યવંશી વીર રામચંદ્રે પોતાનું એક પત્નીવ્રત પાળવાની પવિત્ર ટેક જેમ આખર સુધી પાળી અને તેમાં તે ફતેહ આપી તેવીજ રીતે તું મારી આ પવિત્ર નેમ પાર પાડવાને મદદ આપી તેની સાથે મારા મનમાં નક્કી કરેલી આ મોહાકર્ષક મૂર્તિ સાથેજ મારી જીંદગી પૂર્ણ કરૂં એવી જે ઇચ્છા છે તે પૂરી પાડજે, અને તે ક્ષત્રિય કન્યાજ નીવડજો. પોતાના મન સાથે એવો નિશ્ચય કરેછે એટલામાંતો પેલી સામે ઉભેલી સ્વર્ગીય પુતળી પણ રાજકુંવરની માફક પોતાનું મન તેજ રાજકુંવરમાં પરોવાયું હોય તેમ મંદહાસ્યથી હાવભાવ બતાવવા લાગી, કેમકે રાજકુંવર પોતાના મનમાં અડગ ટેક પાળવાને પ્રવૃત્ત થયો હતો, તેવીજ તાલાવેલી તે મૃગનયનીના મનમાં પણ પ્ર-

સરી રહી હતી–તે શૂરવીર રાજવંશીને ચાતુર્ય પૂર્વક ઘોડો ઠેકાવતો જોઈ, રાજાને પુષ્પથી વધાવી લેવાનું ભાન ભૂલી, કેટલીકવાર તો એ-કી નજરે તેની તરફ જોઇજ રહી, અને અરસપરસ અલ્પ સમયનો સુખાનુભવ ભોગવી લીધો. તે પોતાના મનમાં વિચારવા લાગી કે, મારા માત પિતાએ મને શું જોઈને ઉછેરી હશે ? ખરેખર સાપ પાલવવો ને દીકરી પાલવવી એ બંને બરાબર છે. તેમા ઘણી તરેહની ફિકર રાખવી પડેછે, તેનો મને આજેજ અનુભવ થયો. શું મારાં માત પિતાને ખબર હશે ? કે તેમની પરમ લાડકવાઇ બાળા આવા શોક સાગરમાં નિમગ્ન થઇ પોતાના જન્મારાનો હમેશનો સાથી ખોળ-વાની ફિકરમાં પડી હશે ? નહીંજ. તે તો બિચારાં કોણ જાણે ક્યાર-નાએ સ્વર્ગાનુભવ લેતાં હશે ? અરે ! આ સુવાવસ્થા કોણે કરી હશે ? મને તો હવે રાત્ર દિવસ ચેન પડતું નથી. આ બિચારા મહારાજ મારી પુ-રતી સંભાળ રાખેછે, અને તેમની પોતાની દીકરી કરતાં પણ મારા પર અધિક પ્યાર બતાવેછે, પણ હૃદયેશ વગર તે સર્વ ઉપચાર મને વૃથા લાગેછે. ખરેખર આવો વીર રાજકુમાર મળે તોજ જન્મનું સા-ર્થક થયું કહેવાય, અને જો હું મારી પૂર્વ સ્થીતિમાં હોત તો તે મે-ળવી પણ શકત. હું એક રજપૂત બાળા છું, તે પણ શુદ્ધ ક્ષત્રિય છે, તો કોઇ જાતની હરકત આવે તેમ નથી, પણ અરે ! તે, મને પો-તાની હમેશની દાસી તરીકે કબુલ કરે કે નહીં ? એજ મોટી વિપ-ત્તિ છે. મારા મનમાં તો તેની બાહ્યાંત્તરની દેદીપ્યમાન છબી તેને જોતાંની સાથેજ રમી રહેલી છે, પણ તેના મનમાં કેમ હશે ? નાના હું ભૂલુંછું. પ્યારનો બદલો તો બેવડા પ્યારથી પાછો મળેછે. હું મારી દાસી અને પુરોહિત કન્યા સાથે જેટલો પ્યાર દેખાડું છું, તે કરતાં તેઓ મારા પર અધિક પ્યાર રાખેછે. આવી રીતે રાજકુંવરના

સંબંધીમાં બનવું જોઇએ, પણ તેની ખરી તપાસ શી રીતે કરાય? આવી રીતે રાજકુંવર અને પેલી જરૂખામાં ઉભેલી કન્યા અરસ પરસ પોતાના મનમાં અનેક તુરંગ ઉઠાવ્યા કરતાં હતાં.

આ વખતે રાજાની ચાન્ઠની ડાબી બાજુએ ઉભેલા, બાહારથી તો પેલા જેવાજ ઠાઠગાઠવાળા પણ અંદરથી મલીન અંતઃકરણવાળા ફતેહપુરી રાજકુંવરની નજર પણ પેલા ચંદ્રબિંબ ઉપર સેહેજ પડી ગઇ હતી, અને તે પણ પોતાને માટે કંઈ કંઇ તર્ક વિતર્ક પેલી સુકુમાર કન્યા મેળવવાને પોતાના મન સાથે કર્યા કરતો હતો. પરંતુ તે મૃગનયનીએ તો મુખચર્યા ઉપરથીજ તેની પરીક્ષા કરી લીધી હતી કે તે પોતાના હૃદયમાં સ્થાપવાને બીલકુલ લાયક નથી. મહાન્ જગત પિતાએ આ વિશ્વ રચનામાં અનેક તરેહના ઘાટ ગોઠવેલા છે, અને માણસો પોતપોતાની મતિ પ્રમાણે દરેક બાબતનો વિચાર કરી જોઈતું સુખ ખોળી લે છે, પણ ફક્ત એક ઝીણા તાર રૂપ પડદોજ તેણે માણસ અને પોતાની વચે તફાવત જણાવવાને રાખેલો છે; તેમ ન હોત તો પછી તર્કશક્તિ યુક્ત પ્રાણી ઈશ્વર રૂપ થઇ જાત એમાં શક નથી. આવી અલૌકીક ખૂબીની વત્તી ઓછી સમજ પોતાના સદ્વર્તન ઉપરથી દરેક માણસને જણાયા વગર તો રહેતી નથી, પણ તે કેવળ કલ્પનામાંજ પેલાં બંને સ્ત્રી પુરૂષે એ પોતાના મનમાં જે સંકલ્પ વિકલ્પ કર્યા હતા, તેપરથી તેમના મનમાં કંઈ ખાત્રી થઇ હશે; કે તેઓ પોતાની જીંદગી અખંડિત પ્રેમબંધનથી જોડીને તેમાં કેવાં સંકષ્ટ સહન કરશે? તેમના મનમાં તો આજે તેનો જરાપણ ભાસ નથીજ, પણ નવીન પ્રેમાંકુરજ હમણાં તો ફુટવા લાગ્યો છે, હવે વરઘોડો ધીમે ધીમે ચાલતાં પાછો દરબાર ગઢમાં દાખલ થયો, અને રસ્તે અનેક પ્રકારની

રગત ગમતો થઈ. પણ પેલા યુવકના મનમાં તો ચંદ્રમુખીજ રમી રહેલી હતી. તેનો હમેશનો સાથી પણ તે કારી જખમની પીડાથી કંઇક પીડાએલો જણાતો હતો. પેલા નીતિ નીપુણ રામપુરી રાજકુમારે પોતાને ઉતારે જઇ પોતાના મનમાં રમી રહેલી નવયૌવના સાથે શી રીતે મેળાપ કરી તેનું મન જાણી લેવું? તે સંબંધી ગડભાંગ એકાંત બેસી કરવા માંડી, કે અરે મારી બીપણ પ્રતિજ્ઞા જગત્ નિયંતા પૂર્ણ કરાવશે કે નહીં? ખરે જો તે શશીમુખીને મારી અર્ધાંગના તરીકે હું મેળવી ન શકું તો પછી કૌમાર અવસ્થામાં મારે આ અમુલ્ય જીંદગી વ્યતિત કરવી પડશે, અને તેથી મારૂં રાજપાટ, વૈભવ, અને અન્ય સુખનો ત્યાગ કરી હૃદય શૂન્યાવસ્થામાં, છતે જીવે જડવત્ દશા ભોગવવી પડશે. ક્ષત્રિય વીરો કદી પણ પોતાના વચનથી ડગ્યા નથી, ભલે પોતાની વહાલી સન્નારીઓનો હમેશનો વિરહાગ્નિ પ્રજવલિત થાય, ભલે રાજવૈભવ ફના થઇ જાય, એક કંગાળાવસ્થામાં વિકટ વનમાં ભ્રમણ કરવું પડે, શરીરે બીજાં અસહ્ય કષ્ટ સહન કરવાં પડે, અને કદી રણભૂમીમાં આત્મબલિ આપવો પડે તોપણ શુ? તેઓ કદી પણ એક નરાધમની પેઠે કાપટય જાળમાં ફસાઇ પડી, કે હીચકારા બની પોતાની ઉત્તમ નેમનું ઉલંધન કરવાના નહીંજ, તો મારે પણ એ તેજસ્વીતા વગર અન્યસાથે પાણી ગ્રહણ કરવાનું કેમ બને; અને જો હું મારી અટલ ટેકમાં નિષ્ફળ થાઉં તો પછી હૃદયની છુપામાં છુપી વાત મૂકવાનો વિશ્વાસુ પાત્ર વગર હું એકલો શી રીતે દેહધારી રહી શકું? અરે! પણ ચિત્તના આવા સંકલ્પ વિકલ્પને આધિન થયે શું વળવાનું છે? જ્યાં સુધી બુદ્ધિ દેવીનો આશ્રય લીધો નથી ત્યાં સુધી આ વિષમકાર્ય પાર પડશેજ કેમ ? માટે હવે તો ચિત્તની ચલિતાવસ્થા તજીને બુદ્ધિ દેવીના પ્રતાપી પુત્ર તર્ક

રાજનો આશ્રય લઉં, એમ કહી થોડી વાર તર્કરાજમાં તલ્લિન થઈ નિર્ણય કર્યો કે; મારા સુખ દુઃખના હમેશના જીગ્જાન સાથી સાગતસિંહને, પેલી ચંદ્રમુખીને છુપાવી અન્યજનોને પોતાની દરિદ્રાવસ્થા છતાં રાજ્યમહેલસમ આકર્ષણ કરતી, અને મોહબાણ મારતી અનુપમ મલી બતાવી, તેની મારફતે સઘળી તપાસ કરાવી, ત્યારબાદ હું પોતે ત્યાં જઈ, થોડો વખત પણ આનંદસાગરમાં નિમગ્ન થઇશ. આ પ્રમાણે પોતે મનોરાજ્યમાં લીન થયોછે તેવામાં તેનો સન્મિત્ર સાગત આવી દાખલ થયો, ને તેણે પોતાના પ્રીય સ્નેહી રાજકુંવરને ચિંતાગ્રસ્ત વદને કંઇ ઉંડા વિચારમાં પડેલો હોય તેમ જોઇ, પૂછવા માંડ્યું કે, "કેમ બાઇ સાહેબ! રાત્રિના વરઘોડાની અલૌકિક ખુબીના ખ્યાલ ચિતરવામાં નિમગ્ન થયા છો કે શું? આવા ઉલ્લાસ ઉજ્વળ દિને મુખારવિંદપર આનંદ કિરણ છવાએલાં હોય, તેને બદલે દિલગીરીનો દેખાવ નજરે આવે છે એ શું? આજ સુધિ તમે કોઇ પણ વાત મારાથી ગુપ્ત રાખી નથી, તમારા સુખ દુઃખમાં સહભાગી થઈ સર્વ સંકષ્ટ મેં સહન કર્યાં છે, કદિ કદિ મારી શુદ્ધ નિષ્કલંક પ્રીતિમાં જરા પણ ડાઘ લાગે તેવું કૃત્ય કર્યું નથી. **गुह्यमाख्यातिपृच्छति** ની માફક મારી ગુપ્તમાં ગુપ્ત વાત મેં આપને નિવેદન કરી છે; તો હવે આ શોકકારક દેખાવનું ખરૂં કારણ, આપ મારાથી કોઈ પણ રીતે નહીં છુપાવતાં કે શરમાતાં, ખુલ્લે ખુલ્લું કહી દેશો, કે જેથી આપના ચિંતાનલમાં હું અર્ધ ભાગી થઇ, મારો પવિત્ર ધર્મ બજાવવા તત્પર થાઉં."

શાન્તપણે આટલી હકીકત સાંભળ્યા પછી રાજકુંવર બોલ્યો કે „અહો પ્રીય સન્મિત્ર સાગત! તારી ચંદ્ર ચકોર, અને મીન જળ-

પત્ નિર્મળ પ્રીતીનું આટલું બધું વિવેચન કરવાની શી જરૂર છે? કરકંકણુ જોવાગાં વળી આદર્શની જરૂર શી? સ્વસ્વરૂપે દર્શન થાય, ત્યાં પછી પત્ર વ્યવહારનું શું કામ? શુદ્ધ પાણીદાર રત્નને વળી ઓપ ચડાવવાની શી જરૂર?—બેશક તારા જેવા શુદ્ધ પ્રેમી દોસ્ત વડેજ મારૂં આજ સુધીનું જીવન સુખ નિર્ઝરમાં મગ્ન રહેલું છે. રાજ્ય પ્રકરણી બાબતની ઘણી જોખમભરી બાબતો, કે જેના શ્રવણથી વખતે જેવા તેવા માણસનું મન ભ્રમિત થઈ, પોતાની જીંદગી ઉંડા સંકષ્ટ ખાડમાં તે નાંખી દે, અને જેને માટે પિતાપુત્ર અને માતુપુત્ર વચ્ચે હમેશને માટે વિયોગ સહન કરવો પડે, તેવી વાતો પણ ખુલ્લા દિલથી તારી આગળ કહેવાને મારૂં મન જરા સંકોચાતું નથી, તો આ સહજ ચિંતાની વાત છે, તે હું તારાથી કેમ છૂપાવી શકીશ? ખરે! જો આ વિચિત્ર વિશ્વમાં વિધાતાએ સન્મિત્ર પેદા કર્યા ન હોત, તો તેમાં મારા જેવાથી જીવન ગાળવાનું ઘણુંજ દુર્લભ થઇ પડત. દરેક માણસને પોતાના મનને ઘટિત યા અઘટિત, છાનો યા જાહેર, સાધારણ કે જોખમકારી, ગમે તેવો ઉભરો હોય, પણ તે બીજા પાત્રમાં ઠાલવવો જોઇએ, એ જાણે સ્વભાવિક નીયમ હોય એમ લાગેછે. કોઇ કોઇ વારતો તે મનોભાવનું એટલું બધું જોર વધી જાયછે કે, ભલે સામેનું પાત્ર જરા અયોગ્ય હોય, તોપણ તેમાં એની મેળેજ તે જઈ પડેછે. આ પ્રમાણે પોતાના મનનો ઉભરો સમાવી, હૃદયભાર ઓછો કરી આનંદ લેવાનું અનુપમ સ્થળ તે, દરેક માણસનો ઉપલક, તાબિયો, સ્વાર્થી કે શુદ્ધ પ્રેમી મિત્રજ છે, પણ મિત્રનાં વિશેષણ પ્રમાણે તે દરેકમાં ઘણો તફાવત હોવાથી, કેટલાક માણસ પોતાના મનના તમામ ભાવ પૂર્ણ રીતે ખાલી કરી શકતા નથી, ને જીંદગીભર હેરાન

થાયછે; માટે દરેક માણસને લાજમ છે કે, તેણે પોતાની જીંદગી જો સુખરૂપે ગાળવી હોય તો, ઊત્તમપ્રતિનો સન્મિત્ર તેણે અવશ્ય ખોળી રાખવો જોઇએ, કે જેથી ઉપર કહ્યા પ્રમાણે પોતાના દિલપરનો જોખમકારી બોજો તે સત્પાત્રમાં નાંખી આનંદમગ્ન રહી શકાય. મિત્ર ચુંટણી કરવામાં અને ચુંટણી કર્યા પછી તે પ્રેમ બંધનમાં એક સરખી રીતે મજબૂતી કરી, કંઇપણ ગ્રંથી કે ખામી વગર તેમાં દિન પ્રતિદિન વૃદ્ધિ કરવી જોઇએ. આ પ્રમાણે તારા અને મારા પવિત્ર પ્રેમનું સરળ બંધન ઘણી મજબૂત રીતે બદ્ધ થયેલું છે, તો પછી તેની સાબીતિ બતાવવા આટલું નાહક વિવર્ણ કરી ઉજ્વળ પ્રેમમાં પરાયા માણસને કંઇ ન્યૂનતા જણાય તેવું શા માટે કરવું પડેછે? શું? શુદ્ધ પ્રેમમાં વિવેક, માન અપમાન, ખોટી ડંફાસ, ખુશામત કે તેની બીજાને સાબીતિ આપવાની જરૂર છે? નહીંજ.

પ્રિય સામત! "ગઇ કાલના વરઘોડામાં હું તથા ફતેહપુરી રાજકુંવર બંને જણ રાજાજીની ચારઠને બંને પડખે તેજસ્વી અરબી તેજી ઉપર અસ્વાર થઈ ઉલ્લાસ વદને વાક્‌વિનોદ કરતા કરતા, અને વચમાં વચમાં આવતી આ સુંદર નગરની રમ્ય હવેલીઓ, ગગનવાસી ભવ્ય દેવાલયો, ભભકા બંધ અન્ય સુંદર મકાનો, ભાત ભાતનો માલ વેચાતી બજારો, નંદનવન જેવાં વિશ્રામ ભુવનો, તથા ચિત્ર વિચીત્ર વસ્ત્રાલંકારથી ભૂષિત થયેલી શશી વદનીઓનાં વૃંદ નીહાળતા ચાલ્યા જતા હતા. તેવામાં શેહેરના છેવાડા ભાગમાં બજારની પાછલી હારમાં આવેલી એક સાદી બાંધણીના, એક માળીઆ ઘરની, સાદી પણ ખુશનુમા બારીમાં બેઠેલી, અંધારી રાત્રે વીજળીના ઝબકારા જેવો પ્રકાશ મારતી, વિધાતાની અલૌકિક કારીગરીના ઉત્તમ નમુના રૂપ, ગંભીર પણ મન મોહક ચેહેરાવાળી, સુવસ્ત્રાલંકાર

રહિત પણ સ્વભાવિક વસ્ત્રાલંકારથી સુશોભીત બનેલી અને યૌવનાવસ્થા-નો ગંદગંદ શણગાર સજતી એક ખુબસુરત કન્યા તરફ મારી એકાએક નજર પડતાં, મને તેની મોહક છબીનાં જે કારી બાણુ લાગ્યાં છે, તેના આઘાતથી હું આવી દશામાં સપડાઇ ગયેલોછું. અરે પ્રિય સાગત! હવે તારી મુખ્ય ફરજ એ છે જે, એ કનકલતા ને કોઇ પણ પ્રકારે આપણા જનાનાગાં લાવવાનો યોગ બને તોજ મારી ભીષ્મ પ્રતિજ્ઞા પાર પડે, નહીં તો તેના વગર બીજી કોઇ પણ આ વિશ્વની સ્ત્રી જાત; પછી ભલે તે ઇંદ્રની અપ્સરા, દેવકન્યા, કે કિન્નર કન્યા હોય તોપણ શું? મેંતો મારૂં જીવન ફકત તેનું અનુપમ રૂપ અને સદ્‌ગુણ સંપન્ન મુખાકૃતિ નીહાળીને તેનેજ અર્પણ કરેલું છે. પછી તે અખંડ પ્રેમ બંધનના વિભાગ કેમ થઇ શકે? એમાં સેહેજ અપવાદ ફકત તેની જાતિ વિષેનો છે.” રાજકુંવરની સર્વ હકીકત શ્રવણ કરી આવો વાક્ચાતુર્યનો પ્રસંગ તેની જીંદગીમાં જાણે પેહેલીજ વાર દ્રશ્ય થયો હોય તેમ સ્તબ્ધ બની ગએલો સાગતસિંહ ધીરે રહીને કહેવા લાગ્યો કે, “હે મારા હૈયાના હાર પ્યારા રાજકુંવર! જો કે તમારી આ સાહસપણે કરેલી ભીષણ ટેકમાં પરીણામે ઘણું દુઃખમય ફળ ઉત્પન્ન થાય એમ ભાસેછે, પરંતુ જે બન્યું તે હવે મીથ્યા થનાર નથી, માટે એ બાબત પશ્ચાતાપ કરી નાહક આપની પ્રેમમત્ત લાગણી દુખવવા હું ચાહતો નથી, પણ પરદુઃખભંજન ભગવાન પાસે પ્રાર્થના કરૂંછું કે, તે ઉંચ કુળની ક્ષત્રિય કન્યા નીવડી મારા જીવંજાન સ્નેહી સાથે સત્વર હસ્ત મેળાપ કરાવી બંને શુભ ગુણ સંપન્ન દમ્પતિને અખંડાનંદમાં નિમગ્ન કરો.

પ્યારા પ્રતાપસિંહ! હવે એ ખાતે નિર્ભય રહો. ટુંક સમયમાં એ બાબત પાકી તપાસ કરી જેમ બને તેમ જલદીથી આપનો

વિરહાગ્નિ શાન્ત કરવા ચુકીશ નહીં. હવે દશ વાગવાનો અમલ થવા આવ્યોછે, ચાહ પાણી વગેરેથી પરવારી મહેમાન મંડળ ઉતારા તરફ જતું જણાય છે, તો આપ નિશ્ચિંતપણે સ્નાન સંધ્યાદિક નિત્ય કર્મથી પરવારી ભોજનશાળામાં પધારવાને તૈયાર થાઓ. હું હમણાંજ જાઉંછું. મેં સવારમાં સારી પેઠે નાસ્તો કરેલો છે, તેથી વખતે જરા દેર થાય તો પણ મારી રાહ કોઇ ન જુએ ને ઝાઝી ચોળાચોળ ન થાય તેમ કરશો."

---

## પ્રકરણ ૩ જું.

પ્રિય વાંચનાર ! તમારા મનમાં આ નવયૌવના કોણ છે તે વિષે કંઈક તો ભાસ થયો હશે. પેલા સુવર્ણપુરના રણધીર રાજા વિશાળ દેવે પોતાના અંતિમ રણ યુદ્ધસમે, પોતાની સુકુમાર પ્રાણ પ્યારી બાળીકા, તે મામના રાજગોર સાથે કોઇ નિર્ભય સ્થળે લઇજવા સુચના કરી હતી, તેજ આ પ્રતાપસિંહને પ્રેમ વિદ્ધ કરનાર પરમ સુંદર સ્ત્રી હતી. રાજા રાણીની કેવી દશા થઈ? તે તો પાછળ આવી ગયું. હવે પેલો રાજપુરોહિત સુવર્ણપુરમાંથી ગુપ્ત રીતે બહાર નીકળી જઇ પોતાની એકની એક દીકરી તથા આ રાજકુંવરી સાથે મનોહરપુરના ધર્મ રાજ્યમાં નિવાસ કરીને રહ્યો હતો. પોતે વાક્ચાતુર્યમાં હોંશિઆર, તેમ કામ ચલાઉ વિદ્યા પણ સારી રીતે સંપાદન કરેલી હોવાથી તથા મનોહરપુરનો રાજા ગૌબ્રાહ્મણનું સારી રીતે પ્રતિપાલન કરનાર હોવાથી મહારાજને ઉદર પોષણ સંબંધી કશી હરકત આવી નહીં. મામના મધ્ય ભાગમાં પૈસે ટકે મજબુર થએલા મર્મ શ્રીમંતો વસતા હતા તેથી વખતે આ સુકુમારબાળા પોતાની પુર યુવાવસ્થામાં આવતાં આજુ બાજુના વૈભવથી મોહ પામી પોતાના કુળની પરં-

પરાની ટેક દૈવ યોગે તજી ન દે એમ ધારી તે ગામની પરવાડે આ-વેલો થોડો બ્રાહ્મણ વર્ગનો લત્તો હતો, તેમાં એક સાધારણ ઘર લઈ કથા કીર્તન કરી, પોતાનું ઉત્તમ રીતે ઉદર પોષણ થાય તેટલું સારી રીતે પેદા કરી, પોતાના અન્ન દાતાએ અંતિમ સમયે દીધેલુ સુવર્ણપુરનો પુનરૂદ્ધાર કરવાનું વચન પોતાના હૃદય કપાટમાં સજ્જડ-પણે ચોંટાડી કાળ ક્ષેપન કરતો હતો. તેના પરિવારમાં ફક્ત રાજકું-વરીની સમાન વયની એક સુંદર બાળીકા સિવાય બીજું કંઇ હતું નહીં, તેથી તે આ બે બાળાઓને સંસ્કૃત પ્રાકૃત ભાષાનું સારી રીતે અધ્યયન કરાવી સંસારી તથા પારમાર્થીક ઉચ્ચ પ્રતિની કેળવણી આપતો હતો. બંને નિર્મળ બુદ્ધિની સહચરીઓ એ ટુંક મુદતમાં પો-તાના બાપ જેવું રામાયણ, મહાભારત, ગીતા, ભાગવત, પંચતંત્ર વીગેરે ઉપયોગી ગ્રંથો તથા તેની સાથે શીવવા, ભરવા, રાંધવા અને નવીન સંસારની વિટંબનાઓ દુર કરવા વિષેનું વ્યહવારીક જ્ઞાન સંપાદન કરેલું હતું ને તે બન્ને પણ એક બીજાની સાથે જ્ઞાન ચ-રચા કરી ઘરબારની તથા પોતાના વડીલ શ્રીની સારી રીતે માવજત કરી વૃદ્ધ મહરાજાને આનંદ આપતી હતી. આવી રીતે સુખ ચેનમાં બંને બાળાઓ કાળ વ્યતિત કરી કૌમાર મૌગ્ધ અને ધીમે ધીમે યુવાવસ્થા દ્વારમાં પ્રવેશ કરતી હતી, થોડા વખત પછી યોગ્ય ઉમરનો અને પોતાની સુકુમાર બાળા સાથે રૂપ ગુણ વિગેરેમાં મળતા આવે તેવા શ્રીનગરના એક સાધારણ રાજગોરને ત્યાં પોતાની દીકરીનું સગ-પણ મહારાજે કર્યું હતું, અને તે બ્રાહ્મણ કન્યા વિવાહીત થઇને બે ત્રણ વાર પોતાના શ્વશુર પક્ષમાં જઇ આવી પણ હતી. પોતાની સહચરી જ્યાં સુધી પરણી નહોતી ત્યાં સુધી તો પેલી રાજકુંવરીના મનમાં કંઈ વિકાર જણાયો નહીં, પણ જ્યારે તે પોતાને મનગમતો હૃદય

પ્રાણ પામી આનંદાનુભવ લેવા લાગી ત્યારથી તે રાજકુંવરીના મનમાં એક જુદીજ જાતનો વિકાર ઉત્પન્ન થયો હતો, અને તેની અવસ્થા જોતાં તેમ થાય એ સ્વાભાવિક હતું. આહ ! શું પરમકૃપાળુની અદ્‌ભૂત લીલા છે? કુમાર અને મુગ્ધા અવસ્થામાં જોકે આજુબાજુનો સંબંધ જુદી તરેહનો હોય છે, તોપણ કામનીઓના મનમાં કોઇ જાતનો અન્યવિકાર જોવામાં આવતો નથી, ને પોતાની યુવાવસ્થા પ્રગટ થતાં શરીરપર સ્વાભાવિક ફેરફારની સાથે સલજ્જપણું અને પ્રીતિના અંકુર એકદમ શરૂ થવા માડેછે. પછી તેમાં નથી જોવાનું અભાણ કે મૂર્ખ, જ્ઞાની કે અજ્ઞાની, ઉત્તમ કે હલકી જાત. એનો વસંત ઋતુમાં કુદરતી રીતેજ ચોતરફ ખુશનુમા ફળ ફુલ ખીલી નીકળી સર્વ જનને આનંદ પમાડેછે, તેમ આ પણ વિશ્વનિયંતાનો અલૌકિક બગીચો સકળ વિશ્વને પોતાની ઉત્તમ સૌંદર્ય રૂપી લીલા વડે મોહ પમાડતો જાયછે. આ રાજકુંવરીના સંબંધમાં પણ એમજ હતું. જોકે તેના વૃદ્ધ વડીલશ્રીની ઉંચી જાતની કેળવણી તથા પાકા બંદોબસ્તને લીધે લજ્જા નીતિ રૂપી મજબૂત પડદો કે જે લંબાઇ પહોળાઇમાં તો ઘણો નાનો દેખાયછે પણ તેનું દબાણ દરેક માણસ પર એટલું બધું હોયછે કે ગમે તેવા પહેલવાનને પણ એકવાર તો તે સહજવારમાં પોતાને સ્વાધીન કરીજ દે. તે પડદાનું ઉલંઘન તે કદી પણ કરી શકી નહોતી. શરીરપર છવાઇ રહેલી ગુલાબનાં ફૂલ જેવી લાલી, ઉરસ્થળનો તથા કટી પશ્ચાત ભાગનો વધારો, સિંહલંકનું સાંકડાપણું, લજ્જાપટનું વિશેષ જોર અને એ બધાની સાથે કંઈ સમજ ન પડે તેવો નવી જાતનો પ્રેમાંકુર, એ બધું શ્રીદેવીમાં પૂર જોસથી પ્રસરી રહેલું હતું, પણ પોતાના ઉત્તમ સદ્‌ગુણને લીધે તે

વિકારને જાહેરમાં લાવી શકતી નહોતી. પછી સહચરી હમણાંજ સાસરે જઈ આવેલી છે. તેની નવીન સંસારની વાતોથી પોતાનું મન અગાઉ કરતાં કંઇક વિશેષ જોસમાં આવેલું છે ને હવે તે સ્વાભાવિક વિકૃતિનું દબાણ ટુંકમુદતમાં હદપાર વધી જાય તેમ લાગેછે એટલામાં તો તેના નવીન જીવનો ભવિષ્યમાં થનાર સાથી ઇશ્વર કૃપાએ એકદમ દ્રસ્યમાન થયો, ને તેના અનુપમ રૂપગુણથી વાકેફ થઈ તેણે આગળ કહેલા પ્રમાણે વિચીત્ર તર્કવિતર્ક પોતાની અવસ્થા પરત્વે કરી પરમ કૃપાળુ સમક્ષ જલાંજલી લઈ નિશ્ચય કર્યો હતો કે તે રાજપુત્ર રત્ન સિવાય કોઈને પણ હું મારા હૃદય કપાટનો હમેશનો સાથી કરવા ચાહતી નથી. એજ મારૂં નવજીવન અને એજ મારો સુખદુઃખનો સહભાગી પ્રાણનાથ. સાવીત્રિને જો કે ખબર હતી કે સત્યવાન, અલ્પાયુષી છે અને સંસારસુખનો પૂર્ણ લ્હાવો લેવાનું તેનાથી બની શકે તેમ નથી છતાં પોતાના મનથી નકી કરેલા પ્રાણનાથ સિવાય તેણે બીજા કોઇ સાથે પાણી ગ્રહણ કર્યું નહીં; તેમ દમયંતી પણ પોતાના સ્વયંવર સમયે આવેલા દેશ વિદેશના ખુબસુરત રાજકુંવરો તથા દેવોથી મોહિત ન થતાં પોતે હંસદૂત સાથે નકી કરેલા હૃદયેશ નળરાયનેજ વરી, અને તેઓ બંને અતિ કષ્ટ વેઠીને પણ પોતાની પવિત્ર ટેકમાં પાર પડી બંને ભવમાં અખંડ સુખ પામ્યાં; એ બધાંની પેઠે શ્રીદેવી પણ પોતાના મન સાથે શ્રી પરમાત્મા સાક્ષીએ નક્કી કરેલા રાજકુંવરને પોતાનું જીવન અર્પણ કરી ચૂકી હતી, તેથી તેપણ હવે પેલા દેવાંશી રાજકુંવરની દેવાંગના બનવાને ઉત્સુક થઇ રહી હતી. તેવામાં રાજકુંવરના જાની દોસ્ત સાગતસિંહની સ્વારી ધીમે ધીમે પુરોહિતના ઘર પાસેની રાજકુંવરે બતાવેલી નિશાનીવાળી ગલીમાં આવી પહોંચી. સાગત પો-

તાની સાથે બીજા કોઈને લાવ્યો નહોતો કેમકે આવા જોખમકારી શુભ બાજી રમવાના કામમાં રાજકુંવર અને તે બંને ચતુષ્કર્ણ સિવાય પાંચમે કાને વાત જવા દેવાને ખુશી નહોતા, ગલીમાં આવી પુરોહિતનું ઘર પુછતો અને પોતાના મનમાં તરેહ તરેહના તુરંગ ઉઠાવતો સાગત પેલી નવ યૌવનાના ઘર આગળ આવી પહોંચ્યો. પોતાનો રાજશાહી દીમાકનો પોશાક તજીને તે માત્ર સાદા સ્વચ્છ પોશાકે, પોતે કોઈ રાજાનું માણસ છે એમ બીજાની જાણમાં ન આવે તેવી રીતે અહીં આવ્યો હતો. આ વખતે મહારાજ પોતાના ઘરમાં એક ઉંચા પાટલાની બેઠકપર મૃગચર્મ બીછાવી કોટમાં ઉંચી જાતના નેપાળી પંચમુખી પારાની રૂદ્રાક્ષ ધારણ કરી શરીરે ભસ્મ તથા કપાળમાં ત્રીપુંડ લગાવી ભવ્ય બ્રહ્મ સ્વરૂપે પોતાની બે પ્રાથમિક બાલીકાઓને પૌરાણીક આખ્યાયિકા શ્રવણ કરાવતા હતા. મહારાજની ભવ્ય મૂર્તિ જોઈ દુરથી બે હાથ જોડી, પાસે જઈ એક સુવર્ણ મહોર મહારાજની પોથીપર મૂકી સાભીવંદન કરી મહારાજે सुखिनोभव નો આશીર્વાદ દેવાની સાથે તે સાગત ટપ લઈને તેમની સનમુખ બેશી ગયો. મહારાજે તુર્ત પોતાની પવિત્ર પોથી વસ્ત્રાચ્છાદિત કરી બાળીકાઓને રજા દઈ આ ગંભિર ચેહેરાના પરદેશી મહેમાનનો પ્રથમ જળપાનાદિક મંગાવી યથાશક્તિ આદરસત્કાર કરી, તેની સાથે વાતચીત ચલાવવા માંડી. મહારાજે જાણ્યું કે હાલ લગ્ન સમારંભમાં ઘણા વિદેશી પુરૂષો આ રાજમાં આવેલા છે તેમાંનો કોઈ ઓળખાણવાળો આ માણસ હશે. અને તે ધારણા ઉપલક વાતચીત કરતાં સાચી ઠરી. તેમને માલમ પડ્યું કે આ કોઈ ઓળખીતાનો ઓળખીતો પ્રતાપસિંહ રાજાનો માણસ છે. મહારાજે તેની વાતચીત પરથી તેના સદ્ગુણ પારખી તેનામાં કંઈ દુર્વિકાર ન જણાતાં નીતે

પાસે પોતાના દિલનો પડદો થોડો ઉઘાડવા માંડ્યો. સાગતે પણ ધીમે રહી ગંભીર ચેહેરે મહારાજાના મનનો જાતીય જુસ્સો ઉત્પન્ન કરાવી સાથે સાબાશની લલકાર મારતો જઇ, સંતાન સુખ વિષે હકીકત કહાવવાની યુક્તી કહાવવા માંડી. વચમાં વચમાં કહેતો જાય કે બેશક આપના રાજાએ જેવી રીતે રણાંગણમાં સહકુટુંબ ઝંપલાવી આપના જેવા પૃથ્વીપરના નિષ્કલંક પવિત્ર ખુદાવંદને પોતાની એકની એક વહાલી કન્યા સોંપી તેના વડેજ પોતાના રાજ્યનો સારોદ્ધાર થશે, એવી આશા બતાવી છે. તે ઘણી સ્તુતી પાત્ર, એક દીર્ઘ દર્શી, શૂરવીર અને રૈયતને પિતા તુલ્ય વાત્સલ્ય ધરાવનાર નીતિ નિપુણ રાજપુતને જેમ આપે તેવી છે આપની વાક્ચાતુરી, વિદ્વત્તા, નીતિનિપુણતા અને ધર્મ કૌશલ્ય જોઇ મને દૃઢ ખાત્રી થાય છે કે સત્યસહાયક, ધર્મ બેલી, પરમેશ્વર પિતા આપનો એ ઉત્તમ ઉદ્દેશ પાર પાડશેજ.—એટલી વાતચીત કરી હવે દરબારમાં જમવાનો વખત વહી જશે તો વળી પાછળથી પંચાત પડશે ને રાજકુંવર મારે માટે શોધ ખોળમાં પડશે એમ કહી સ્નેહાર્દ્રહૃદયે મહારાજને નમન કરી પ્રસંગોપાત આપ જેવા સુનીતિમાન ધર્માત્માના દર્શનનો લાભ લેવા સેવક ચુકશે નહીં આદિક સભ્ય વચન ઉચ્ચરી મહારાજને ત્યાંથી સાગતે વિદાયગીરી લીધી

હવે આપણી તરફ શ્રીદેવી અને તેની સહચરીની ગુપ્ત ચર્ચાનો પડદો ખુલ્લો કરીએ. જ્યારથી સાગત ધીમે ધીમે મહારાજના ઘર તરફ નજર કરતો કરતો આવતો હતો, ત્યારથીજ રાજકુંવરીએ તો તેના રાજપુતી પોશાક ઉપરથી અનુમાન કર્યું હતું કે, પરમ કૃપાળુ વિધાતાએ આંતરિક દુર્ઘટવ્યથા શાન્ત કરવાને આ કોઇ દૂતરૂપે મોકલાવ્યો હશે. એવી રીતે તરેવાર જાતના તરંગ ઉઠાવતી, સાગતે

ઘરમાં પગ દીધાની સાથે પોતાની સખીને લઈ મેડીપર ચઢી ગઈ હતી; અને ત્યાં ધીમે ધીમે મેડાના દાદર પાસે કાન ધરી જેટલું સંભળાય તેટલું સાંભળવાને ઉત્સુક બની રહી હતી. સાગતની વાતચીત્ ઉપરથી ઉપલક ઉપલક તેઓ બંને સમજ્યાં કે, આ કોઇ પેલા રાજકુમારનું માણસ છે એમાં તો શક નથી, પણ તે મારા મન ધાર્યા મનોહર પ્રાણનાથનુંજ હોય એમ કેમ નક્કી કહેવાય? અરે! તેનું નામ, ઠામ, કે કામ હું ચોકસપણે કંઈ જાણતી નહોતી, છતાં કેવળ પૂર્વના બલિષ્ટ સંસ્કારને લીધે, સ્વાભાવિકજ તેના તરફ મારૂં દિલ ગુલામ રૂપે બંધાઇ ગયું છે, અને દયાળુ દેવે દીન દાસીને ધીરજ પણ દીધી કે તે એક ઉચ્ચકુળનો રાજકુંવર છે. વળી તેનાં પ્રૌઢ પરાક્રમ પણ વડીલશ્રીની સાથે વાત કરતા મહેમાનના બોલવાપરથી, મારી અલ્પદર્શી પરીક્ષા અનુસારજ સાબિત થયાં, તો હવે શી ખામી? રૂપ મળ્યું, ગુણ મળ્યા, જાત મળી, અને હવે ફક્ત પ્રાણ મળે તેટલી વાર. હે જીવ! હવે જરા શાન્ત થઇ ધીરજ પકડ, તારા પ્રાણાર્પક સાથે સંયોગ થવાનો વખત ઘણો નજીક છે એમ જાણ, ને પરમાત્મા તેમાં સાનુકૂળ થશેજ. આવી રીતે શ્રીદેવી કેટલીકવાર પોતાના મનમાં અને કેટલીકવાર જાહેર રીતે તેની સહચરી આગળ ચર્ચા ચલાવતી હતી. તેની સહચરી પણ તેના મનના આ નવિન ઇચ્છાંકુરને ટેકો આપી તેના મનનું સાન્તવન કરતી હતી. પછી પેલો આદમી વડીલશ્રીની સાથે શું શું વાત કરી ગયો, ને તે ફરીને આવશે કે કેમ? એ બાબતની પરોક્ષપણે બાતમી લાવવાને પોતાની સખીને સમજાવી, પોતે પાછી ગૃહકાર્યમાં લાગી.

સામતસિંહ તો જેવો ભૂદેવના ઘરમાંથી અર્ધસિદ્ધ કામનાએ અતિઆનંદિત ચહેરે બહાર નીકળ્યો તેવોજ, વહેલો વહેલો પોતાના

પ્રિય સ્નેહી રાજકુમારને, આ માંગલિક કાર્યની વધાઇ આપી, તેનું ચિંતાતુર મન ઉલ્લાસિત કરવા વેગથી દોડયો, ને થોડીવારમાં તો ઉતારાના દ્વારમાં દાખલ થયો. કુંવરે તેને હર્ષિત વદને ઉત્સાહભેર આવતો નિહાળી પાસે આવતાં એકદમ પ્રેમાલિંગન કરી શાન્ત પાડી બેસાડી, ધીમે ધીમે અમૃતમય મીષ્ટ ગોષ્ટીનો ખજાનો ખૂલ્લો મૂકી દેવા તેને આજ્ઞા કરી. સામત ભાઇ કહેવા મંડયા કે, મારા દીલોજાનદોસ્ત. હવે પાણીવર પાંચના સમય જેટલી દેર છે!! ઇશ્વરે શુભ કાર્યમાં સારી રીતે સહાય કરી છે, માટે આનંદિત બનો, ફિકર તજો, અને સાકરો વહેંચો! કંગાળ બિચારા! લક્ષ્મીદેવીના પૂજન માટે આંટા ફેરા ખાઇ અખડાતા ફરે, તોય તેનાં દર્શન થવાં દુર્લભ થઇ પડેછે, અને ભાગ્યશાળીને ઘેર તો પરાણે ચાંલ્લો કરી જાય, તેવું તમારા સંબંધમાં બન્યુંછે. પ્રતાપસિંહને તેની નવિન ખબર મેળવવાની એટલી બધી જીજ્ઞાસા થઇ હતી કે આવી સહેજ મજાકમાં થોડો કાળ કાઢવાને પણ તે બિલકૂલ રાજી નહોતો. તેથી તેણે સામતને કહ્યું કે, ભાઈ! એતો તારી માર્મિક ભાષા હું સમજ્યો, પણ હવે કંઈ થોડી ઘણી મૂળમંડાણની આનંદજનક વાત તો કર? મારૂં મન તેને માટેજ ચાતક મેઘની પેઠે ટમટમી રહેલું છે, તો હવે ફોકટ દેર ન લગાડ.” સામતે તુતજ પોતાના મિત્રની અતિ આતુરતા જાણી સઘળી વાત હર્ષનાદની સાથે, અથથી તે ઇતિ સુધી પ્રતાપસિંહને નિવેદન કરી, ને તે જ્યાં પૂરી થાય છે ત્યાંતો ત્વરાની સાથે પોતાની કોટનો રત્નજડિત હાર તોડી એકદમ સામતને ગળે તેણે આરોપણ કર્યો. આ અચાનકની રાક્ષસી બક્ષીસથી ગાભરો બની જઇ સામત કહેવા લાગ્યો કે, અરે! આ શું રાજકુંવર? શું? આપની અને મારી પ્રીતિ આ પ્રમાણે ભાડૂત તૂલ્ય છે? નહીં નહીં, હું કદી

એને હાથ લગાડનાર નથી. શું ? સ્નેહીના કામની આગ મહેનત લેવાતી હશે ? અને તે જાની દોસ્તમાં ? આ બાબત તો મહેરબાની કરી ક્ષમાજ રાખો. આપના પ્રતાપથીજ આ મારૂં સર્વસ્વ જીવન છે, તો પછી આવા સમયની અઘટિત ભેટથી શું વધારે છે ? રાજકુંવર કહે કે અરે ! મારા દીલજાની ? શું તું એમ સમજે છે કે તારી મહેનતનું ફળ તને હું આપું છું ? કદી નહીં. સ્નેહીના ગમે તેવા જોખમકારી કાર્યમાં એક બીજાએ અરસપરસ ભાગ લેવાની, તેઓ વચ્ચે જ્યારથી નિર્મળ પ્રેમ બંધાયો ત્યારથીજ સ્વાભાવિક બંધણી થઇ ચૂકેલી હોયછે, તો તેમાં મહેનત, વગર મહેનત, ક્યાં જોવાની રહી ? હું એક રાજકુંવર છું, મારે બજાને કશી વાતની ખામી નથી, કોઇ પણ વૈભવની મારે ઉણપ નથી, તો પછી શું ? મારો આનંદ વૃથા જાય ? નહીંજ. જેનાં કૃપા કે કોપ સાફલ્ય નથી તે કોપ પણ વૃથા ને કૃપા પણ વૃથા. માટે મારા અંતઃકરણના સ્વાભાવિક ઉભળકાથી અર્પણ કરેલી એ મોહનમાળ, એક પ્રિયસ્નેહી તરફની માંગલિક કાર્ય પ્રસંગની યાદદાસ્ત તરીકે સ્વિકારી સર્વદા તારે ગળેજ સોહાવજે. પ્રિયસ્નેહીશ્રી ? આવતી કાલે મહારાજાને ત્યાં સત્વર જઇ આપણી ધારેલી મુરાદ તાકીદે પાર પડાય તેમ કરજે, કેમકે આપણે હવે આ શહેરમાં ઝાઝા દિવસ રોકાવાના નથી. એમ વાતચીત કરી બંને જણ આનંદમાં પોતાનું કાર્ય કરવા લાગ્યા.

બીજે દિવસે સામતસિંહ વેળાસર પેલા મહારાજાને ત્યાં પહોચ્યો. મહારાજે તેને પ્રથમની પેઠે આદરસત્કાર દઇ, તેની સાથે ખુલ્લા મનથી વાત ચિત ચલાવવામાંડી. કેટલીકવારે વાત કરતાં કરતાં સામતે કહી દીધું કે; "મહારાજ ! ત્યારે આ આપની રક્ષિતા રાજકુંવરી યોગ્ય વયની થઇછે તો તેના વિવાહવિષે કંઇ નક્કી કર્યુ હશે?

વારૂ, આપ સરખા શુભગુણ સંપન્ન નિમકહલાલ પૂરોહિત મહારાજની સહાય વડે, તે પોતાને મનગમતો પતિ પામી પોતાનો રાજ્યભાવ સારી રીતે ભોગવી શકશે." મહારાજ કહે "બાઈ! એ વાતમાં એક દુર્ઘટ વિટંબના રહેલી છે, તેથી હજુસુધી તેના સગપણ વિષે કંઇ નક્કી કર્યું નથી. તમારા ગયાપછી કોઇ રાજપૂતે, પોતાનું માણસ મોકલી, આ કુંવરીના પિતાશ્રી સાથે પોતાને કર્ણ સગપણ થાયછે એમ કહાવી, એકદમ વિવાહ વિષેની બાંજગડ ચલાવવા માંડી હતી; પણ તેના ઉપરાઉપરી સંદેશા, કહેણ અને રીતભાત પરથી મને માલુમ પડયું કે તે કોઈ પણ રીતે આ વિચક્ષણ બાળાને લાયક નથી. પાછળથી મેં તેને સાફ કહાવ્યું કે તેનો વિવાહ થઇ ચૂકેલોછે, માટે એ સંબંધી કંઇ પણ ચર્ચા ચલાવવાનું હવે માફજ રાખવું. પ્યારા સામતબાઇ! પૂર્વે થઇ ગયેલા સીતા, દ્રૌપદી, અને અન્ય વિવાહ વિધિમાં જેવી જોખમકારી સરતો પાર પાડવાની હતી, તેવી આટલેક આ કુંવરીના સંબંધમાં પણ પાર પાડવાની છે, કે જેને માટે તેના સગપણ સંબંધી નિશ્ચય હજુ સુધી પણ હું કરી શક્યો નથી. મારા સ્વર્ગીય મહારાજાધિરાજે પોતાના અંતિમસમયના યુદ્ધ વખતે પોતાની આ સુકુમાર બાળીકા સોંપતાં જે કઠિનવ્રત સુવર્ણપુરનો ઉદ્ધાર કરવાનું આપેલુંછે તે પાર પાડનારથીજ આ અનુપમ કન્યારત્ન પ્રાપ્ત કરી શકાય તેમ છે. ભલે તેમાં બીજા સદ્ગુણ હોય, પણ જ્યાંસુધી મારી આ દૃઢ પ્રતિજ્ઞા, કે જેને માટે મેં ઘરબાર તજી કેવળ મારૂં શુદ્ધ નિમકહલાલપણું સાબીત કરવાને, મારા દેશનો પુનરૂદ્ધાર કરવાને, અને મારા બાહાદૂર મહારાજાએ રાજપાટનો વિનાશ કરી છેલ્લીવારે કોઇ પણ રીતે પાળવા કહેલી અચળ ટેક સાચવવાને માટેજ આવી સ્થીતિ ધારણ કરીછે, અને તેવો કોઈ બલિષ્ટ રાજવંશી મળી આવી

મારા દેશમાંથી એ યવન મગલનો નાશ કરી પાછો ક્ષત્રિય વાવટો ફરકાવશે ત્યારેજ મારૂં જીવતર સફળ થશે. બુઢ્ઢામાવાની જુસ્સાભરી બાનીથી સાગતસિંહ તો છકજ થઇ ગયો. તેમના બોલી રહ્યા પછી થોડીવારે તેણે કહેવા માડ્યું કે, "અમારો મુકામ આ શેહેરમાં ઘણા દિવસથી થયો છે, દરમીયાન બીજા રાજકુંવરોની પેઠે અમારા રાજકુંવરની પણ કંઇક સુવાસ આપને કાને આવી તો હશે, તે પરથી તથા તેની દેવાંશી ભવ્ય કાન્તી જોઈનેજ આપને ખાત્રી થશે કે તે આપ દેશાભિમાની વીરમહારાજાની અચળ ટેક કોઇ પણ પ્રયત્ને પાર પાડ્યા વગર રહે તેવા નથીજ. આના સંબંધમાં મારે મોઢેથીજ વિશેષ વર્ણન કરવું તે દરકાર નથી. એમના સદ્ગુણ અને ક્ષત્રિયવટ વિષે તેમની મુખાકૃતિ જોયાથી આપસરખા સુજ્ઞને તુર્ત ખાત્રી થશે." મહારાજને તો એજ મોટી ફિકર હતી કે, મારી આવી દુર્ઘટ પ્રતિજ્ઞા પાર પાડે તેવો રાજવંશી ક્યાંથી મળી શકશે, તેને માટે કેટલી વીટંબના વેઠવી પડશે? વળી તે અન્ય રીતભાતમાં કુંવરીને યોગ્ય હશે કે નહીં? કુંવરી તો શુક્લપક્ષના ચંદ્રની વૃદ્ધિ માફક દિન પ્રતિદિન પોતાની યૌવનલીલા ફેલાવતી જાયછે, ને રખેને મારી દૃઢપ્રતિજ્ઞા બાજુપર મૂકી કુંવરીને એકદમ પરણાવવી પડે, આવી ઘડભાંગ વખતે ઘેર બેઠે ગંગાદર્શન થાય તેની પેઠે, આવો રાજકુમાર સહજ મળી આવવાથી બુઢ્ઢામહારાજ તો પોતાના મનમાં ઘણા ખુશી થયા ને તુર્ત સાગતસિંહ સાથે ઉતારે જવાને તેમણે તૈયારી કરી. સાગતસિંહને તો એટલુંજ જોઈતું હતું. ત્વરાથી તેઓ થોડી વારમાં ઉતારે આવી પહોંચ્યા. રાજકુંવર ચાતકની પેઠે રાહ જોતો બેઠો હતો, તેણે સગત તથા મહારાજને આવતા જોઈ એકદમ ઊભા થઇ મહારાજને પગે લાગી તેમના હાથમાં પાંચ સોના મોહોર મૂકી દીધી;

ને ખાનગી બેઠકમાં જઈ બધું મંડળ યોગ્ય આસને બેઠું. પછી મહારાજે પ્રતાપસિંહ સાથે વાક્‌વિનોદ શરૂ કર્યો, અને કેટલીક વાતચીત થઈ તે ઉપરથી રાજકુંવરની બોલવાની છટા, ડહાપણ, ગંભીરતા, વિદ્વત્તા અને શૂરત્વ વગેરેની, તે વિદ્વાન અનુભવી મહારાજે તુર્ત પરીક્ષા કરી લીધી. તેણે હજુ કોઇ સાથે પાણી ગ્રહણ કર્યું નથી એ જાણવાથી વળી મહારાજને અત્યંત ખુશાલી વ્યાપી, અને તેની સાથેજ પોતાની રક્ષિતા સરલાને વિવાહીત કરવા તેમણે પોતાના મનથી નક્કી કર્યું. તેમણે જમ્યા પછી સામતને પોતાને ઘેર બોલાવી, તેજ રાત્રે મંગળિક ચોઘડીએ ટુંક મુદતમાં સર્વ તૈયારી કરી, રાજકુંવર સાથે પાણી ગ્રહણ કરાવવાની ગોઠવણ કરવા માંડી, અને આ ખુશ ખબર રાજકુંવરને કહી અમુક વખતે પોતાને ત્યાં ગુપ્ત રીતે આવવાનું કહી સામતને પાછો ઉતારે મોકલ્યો. ઘેર આવ્યા પછી મહારાજે પોતાની પુત્રીની મારફત રાજકુંવરીનું મન કેવું છે તે જાણી લીધું, અને અન્યોઅન્ય રૂપ ગુણાદિકથી મળતું યુગ્મ જોડાયું જાણી, પોતે અધિક ઉમંગમાં આવ્યા. જોકે કુંવર તથા કુંવરીએ આપણા શાસ્ત્રમાં કહેલા બ્રાહ્મ, આર્શ, પ્રાજાપત્ય, ગાંધર્વ વગેરે અષ્ટ વિવાહ પૈકી ગાંધર્વ વિવાહથીતો પોતાનો સંબંધ નક્કીજ કરેલો હતો, પણ હવે તે ખુલ્લી રીતે શાસ્ત્રાનુસાર વિધિ પ્રમાણે હસ્તમેળાપ કરાવવા માટે મહારાજે સર્વ સામગ્રી ટુંક મુદતમાં તૈયાર કરી, અને શુભ ચોઘડીએ, રાજકુંવર, સામત, કન્યા, પોતે અને પંચ દેવ સમક્ષ પોતાની રક્ષિતા ચંદ્ર મુખીનો કમળનાળ સરખો કોમળ કર પેલા રાજવંશીના હાથમાં સોંપ્યો. ગ્રહશાન્તી, સપ્તપદી અને યજ્ઞાદિક કાર્યમાં તો પોતે કુશળજ હતા, તેથી સર્વ ટુંક મુદતમાં આટોપી લીધું, અને શાસ્ત્રોક્ત પ્રતિજ્ઞા એક બીજાને સંભળાવી કે, સ્ત્રીએ સર્વ દેવ સમક્ષ પો-

તાને વરી ચૂકેલો સ્વામી, ભલે તે સુખી, દુઃખી, રોગી, નિરોગી, સદ્ગુણી યા દુર્ગુણી હોય, તોપણ જીવતપર્યંત તેની સહભાગિની થઇ દૃઢ પ્રતિજ્ઞાથી શુદ્ધ દિલે સેવા કરવી જોઇએ; અને પતિએ પોતાની વિવાહીતા સ્ત્રી સાથે અખંડ પ્રેમ પગેલી તેનું સર્વ પ્રકારે સર્વ સ્થીતિમાં રક્ષણ કરી પોતાની ઉત્તમ ટેક સાચવવી જોઇએ. વગેરે ટુંક પણ ઉપયોગી શિક્ષા આપી માંગળીક કામ સત્વર ઉકેલી દીધું. પછી રાજકુંવરને તથા પાછળથી આવેલા રાજકુંવરના ખાસ માણસો વગેરેને પોતાના હાથનાં સ્વાદીષ્ટ મિષ્ટાન્ન જમાડી મુખવાસ કરાવી, કેટલીક વાતચીત થયા પછી રાજકુંવરે રજા માગી તે સ્વીકારી. અહો ! કુંવરી અને કુંવરના મનનો આ વખતનો આનંદ વર્ણવવાને કોણ સમર્થ છે? પોતે અરસપરસ કરેલી પવિત્ર દૃઢ પ્રતિજ્ઞા પરમ કૃપાળુ પ્રતાપે નિર્વિઘ્ને પાર પડવાથી તેમના મનનો આ વખતનો ઉલ્લાસ અવર્ણનીય હતો. ત્યાર પછી કોઇ કોઇવાર રાજકુંવર ગુપ્ત વેશે આવી પોતાની પ્રિયતમાનો વિરહ શાન્ત કરી આનંદ સાગરમાં બંને મગ્ન થતાં.

હવે પેલા નરાધમ દુષ્ટ રાજકુંવરનું ચરિત્ર તપાસીએ. આગળ કહેલા પ્રમાણે પોતાના માણસ સાથે કહાવેલી રાજકુંવરી સાથે પરણવાની ગોષ્ટીમાં પોતે નાહિંમત થવાથી, પોતાના સ્વભાવ પ્રમાણે અતી ગુસ્સામાં આવી બોલી ગયો હતો કે, કુંવરી સાથે પરણનાર કેવું સુખ ભોગવી શકેછે તે હું જોઇ લઇશ! આ રાજકુંવરને ઉપર ઉપરથી તો. પ્રતાપસિંહ સાથે પ્રીતિ હતી, પણ પ્રતાપસિંહ તેના સર્વ ગુણથી વાકેફ હતો. તેથી તેની સાથે ઝાઝો પરીચય રાખતો નહોતો. વળી તેણે પોતાની પ્રિયા સાથે હસ્ત મેળાપ કરવા માટે કંઇ તજવીજ ચલાવી. તેમાં નિષ્ફળતા મેળવી હતી તે પણ પ્રતાપસિંહ

જાણતો હતો, માટે મનોહરપુરમાંથી વિદાયગીરિ લેતાં રસ્તામાં તે દુષ્ટ રાજકુંવરની સાથેજ રહેવાનું તેણે ઉચિત ધાર્યું, પણ તે પાપીષ્ટની દુષ્ટ મુરાદથી તે અજાણ્યો હતો. શું ? શુદ્ધ ક્ષત્રિય બચ્ચાના મનમાં કદી સ્વપ્ને પણ આવો વિચાર આવેલ કે કોઇ ક્ષત્રિય પુત્ર પોતાના બાપદાદાની કીર્ત્તિ કલંકિત કરી, પોતાના તરફ અણગમો દેખાડતી નવયૌવના સાથે બળાત્કારે પોતાનો મેળાપ કરવાની પાપિષ્ટ યોજના ધરાવતો હશે? પણ અરે! પ્રતાપસિંહ જેવા નીતિનિપુણ અને બહાદૂર રાજ્યાંશી સઘળે ક્યાંથી હોય! તેમ હોયતો પછી, રજપૂત રાજ્યોની સુદૃઢ ઈમારત તૂટી પડવાની ધાસ્તી શેની રહે!

થોડા દિવસ વિતિત થતાં મનોહરપુરનો માંગલિક સમારંભ સમાપ્ત થયો, અને સર્વ વિદેશી પરોણાઓને વિદાયગીરી મળવા લાગી. આ વખતે પ્રતાપસિંહે ધાર્યું કે, એકવાર છેલ્લી વારનું ચંદ્રદર્શન કરી આવી શ્વસુર પક્ષનો ઉત્તમ લ્હાવો હું લઇ આવું. એ વિચારથી તે રાત્રિને સમય પોતાની પ્રિયતમા તથા વૃદ્ધ વડીલશ્રીને મળવા માટે તેમને મુકામે આવી ચડયો. મહારાજા આ વેળા સાયંસંધ્યા કરવા માટે નદી કિનારે પધાર્યા હતા, તેથી બપૈયાની પેઠે વાટ જોતી પોતાની પતિપ્રાણા સાથે એકાંત વાતચિત કરવાનો સાનુકુળ પ્રસંગ ઇશ્વરે આપ્યો જાણી, અતિ આનંદિત ચહેરે તેણે ખાનગી ચલાવવા માંડી. ટુંક મુદતમાં હવે વિરહાગ્નિ પ્રજ્વલિત થશે એમ જાણી ગદગદ કંઠે વાત કરતાં તેની પ્રિયાનું હૈયું ભરાઇ આવ્યું ને તે કોકિલાસ્વરીએ મૃદુસ્વરે પોતાના પ્રાણનાથને કહેવા માંડયું કે, "શું! આ પતિપ્રાણા સ્ત્રી આપના વગર આ જગાએ નિર્જીવ રહી શકશે? આ હમેશની દાસીને, આમ નિરાધાર મૂકી, આપ સરખા શૂરવીર, નીતિમાન મહારાજાને સ્વદેશ જવું ઘટે? અરે! મારા હૃદયેશ? મા-

રા પ્રાણ જો આપની સાથે લઇ જશો, તોપછી પ્રાણ વગરની આ જડવત્ અર્ધાંગના જીવી શકશે ? શું મારા નવીન સંસારમાં, આપ સરખા સદ્દગુણ સંપન્ન શૂરવીર સ્વામી પ્રાપ્ત થયા છતાં, હજુ જન્માદુ:ખીણીના નશીબમાં દુ:ખજ રહેશે ? હવે હું એક સાધારણ ગૃહસ્થની પ્રિયા નથી, પણ એક રણધીર નીતિમાન મહારાજાધિરાજની સ્ત્રી છું, તો શું ? મારો રાજ્ય વૈભવ અહીંઆં આપના વગર યથાયોગ્ય ભોગવી શકાશે ? ટુંકામાં નમ્રદાસીની અરજ એજ છે કે આપ કોઈપણ રીતે મને આપની સાથેજ સ્વદેશમાં લઇ જાઓ, કે જેથી મારૂં દુ:ખિ મન શાન્ત થઇ ઇશ્વર કૃપાથી હું મનમાનતો વૈભવ માણી શકું–" એમ બોલતી બોલતી તે કંપાયમાન થઇ, કમલ નયનમાંથી મોતીના દાણા જેવાં અશ્રુ, પોતાના ગુલાબી ગાલપર ખેરવવા લાગી. પ્રતાપસિંહ પણ આ વેળા ગદગદિત બનીજઇ, પોતાની પ્રિયાનો નિશ્ચય જોઇ ઘણો ફિકરમાં પડી ગયો, કે હવે કરવું કેમ ? રાજધાનીમાં એક દમ લઇ પણ શી રીતે જવાય ? એક રાજકુંવર થઇને આમ પ્રવાસમાંથી કોઇ અન્યજનોને શંકા ઉત્પન્ન થાય તેવી નવિન કન્યાને ગ્રહણ કરીને પોતાના જનાનામાં શી રીતે દાખલ કરી શકાશે ? આ બધી પંચાતનો તેણે સ્વબુદ્ધિથી વિચાર કરી ઉડચો આપ્યો કે, હે પ્રિય ! શું વિવાહ સમયની એક પતિવૃત્ત, અને એક પતિવૃત્ત પાળવાની દ્દઢ પ્રતિજ્ઞાઓ તમે વિસરી ગયાં ? ભલે સૂર્ય પશ્ચિમે ઉગે, પૃથ્વી પ્રલયરૂપ બને, અને હજારો વિટંબનાઓ સહન કરવી પડે, તોપણ શું ? એક શુધ્ધ ક્ષત્રીબચ્ચો પોતાના અચળ વૃત્તથી કદિ ચલિતથશે ? નહીંજ. દરેક માણસની સ્તૂત્ય ટેકમાં વિજય આપનાર દયાળુ પિતાશ્રી આપણી પવિત્ર ધારણા પાર પાડવાને સહાય થશેજ, માટે તમે ફિકર ફના કરી ઉલ્લાસ વદને પરમ કૃપાળુની પ્રાર્થના કરો કે, તે આપણને ઘણી

ટુંક મુદતમાંજ આનંદાનંદમાં પ્રવૃત્ત કરે. હું રાજધાનીમાં જઇ પાછળથી માણુસ મોકલી તમને ઠાઠમાઠથી રાજધાનીમાં પ્રવેશ કરાવી, તમારો વિરહાગ્નિ સત્વર શાન્ત કરીશ.

એ બાબત હવે નિઃશંક રહો. અને થોડા દિવસ જુદા બાવાની ઉપયોગી શિક્ષા ગ્રહણ કરી ધીરજ ધારો. સત્યનો બેલી જગદધિષ્ટાતા, ઉષા અનિરૂદ્ધણી પેઠે આપણું સત્વર સંમિલન કરાવશે. હવે વખત ઘણો વીતી ગયોછે, ને વડીલશ્રીને પાછા આવવાના ભણકાર વાગેછે, તો હું રજા લઉંછું. વડીલશ્રી પધાર્યાબાદ, વાળુપાણી કરી તેમની મુલાકાત માટે હમણાં હું પાછો આવુંછું. એમ કહી પોતે કરાવેલી, દંપતિના જૂદા જૂદા નામની સ્નેહાંકિત સુવર્ણમુદ્રા, પોતાની પ્રિયાના નામની પોતાની આંગળીએ પહેરી, પોતાના નામની પ્રિયાને પહેરાવી સ્નેહાર્દ્ર દિલે પ્રતાપસિંહ, ઉતારા તરફ ચાલી નીકળ્યો. શ્રીદેવી તો પોતાના પ્રાણાધારનું પુનઃદર્શન કરવાને ઉત્સુકજ થઈ રહી હતી, અને ટુંક મુદતમાં પ્રજ્વલિત થનાર ક્રુર વિરહાગ્નિ વિષે કંઈ કંઇ તર્ક પોતાના મનમાં ઉઠાવતી, પોતાની સખી પાસે સર્વ વાત નિવેદન કરી મન વાળતી હતી. એટલામાં પ્રતાપસિંહ વાળુ કરીને આવી પહોંચ્યો. મહારાજ પણ પોતાનાં સંધ્યા કાર્યથી પરવારી મુખવાસ કરતા બેઠા હતા. તેમણે પ્રતાપસિંહને આવતા જોઇ કહેવા માંડ્યું કે, આટલી મોડી રાત્રે તસ્દી લેવાની કંઈ જરૂર નહોતી. ઇશ્વર પ્રતાપે અને આપસરખા સુજ્ઞ સંબંધીઓની સહાયવડે અમારે તો આનંદ છે. હવે કશી વાતની ન્યૂનતા નથી. પ્રતાપસિંહે કહ્યું કે, મારી ખાસ ફરજ છે કે આપ વડીલશ્રીને જીવત પર્યંત સુખી રાખવા માટે બનતી મહેનત લેવીજ જોઇએ. અમારો મુકામ કાલ પ્રભાતમાં અહીંથી ઉઠાવવાનો છે, તેથી વખતે પ્રભાતમાં આપની અ-

મૃતનિદ્રાને પ્રસેલ ન પહોચે એમ ધારી અત્યારે સેવક રજા લેવા માટે આવ્યોછે. મહારાજે આ બીના જાણી પ્રતાપસિંહ સાથે મિષ્ટાલાપ ચલાવવા માંડ્યો. પ્રથમ તેમણે રાજ્યકારભાર સંબંધી કેટલીક અત્યુપયોગી સુચનાઓ દીધી, કે જે પ્રતાપસિંહને ભવિષ્યમાં ઘણી લાભદાયક થઇ પડે તેવી હતી. ત્યાર પછી પોતાની પ્રાણપ્રિય રાજકુંવરીને વેળાસર પોતાના રાજ્યમાં તેડી જવા માટે ચેતવણી આપી. એમ પરસ્પરણ વાતચિતમાં કેટલોક વખત નીકળી જતાં રાત્રિ ઘણી વીતવાથી મહારાજે દર્શન દેવાનું કરી પ્રતાપસિંહે રજા માગી.

બીજે દિવસે પ્રભાકર મહારાજની સુવર્ણ કાન્તિ પ્રકાશમાન થાય, તે પહેલાં તો પ્રતાપસિંહ પોતે તથા પેલા ફતેહપુરી કુંવર બંને જણા સાથેજ, સ્વદેશ તરફ નીકળી પડ્યા. અને પછી રસ્તે ચાલતાં ચાલતાં, જ્યાં આગળ બંને જણને વિખુટા પડવાનો માર્ગ આવ્યો ત્યાં આગળ દસુંબા પાણી કરી, એક બીજાને પોતાના રાજ્યમાં આવવા જવા વિનંતી અત્યાગ્રહ કરી તેઓ રંગેચંગે જુદા પડ્યા.

---

## પ્રકરણ ૪ થું.

ચંચળ પક્ષીઓ સકાળે જાગૃત બની ચોતરફ કલરવ કરતાં પોતાને ઉદ્યમે લાગી રહ્યાંછે, દૂરથી દિવાકર (સૂર્ય) મહારાજના દૂત કુકડાના અવાજ કાને પડેછે, આજુબાજુ હરણ, વાઘ, ચિત્તા, વાનર, ભુંડ, સિંહ, અને હસ્તી વગેરેનો પ્રથક્ પ્રથક્ સમૂહ, સ્વજાતિય જથામાં નિર્ભય પણે ફરતો ફરેછે, ઉષાદેવી પોતાના પતિની રાહ જોતી એ હોય, અને તેનાં આગમન ચિન્હ દૃશ્યમાન થતાં પોતે પ્રફુલ્લિત બનતી હોય તેમ જણાતું હતું, મંદમંદ સુગંધી સમીરના સપાટા ચાલુ

હ્યા આવતા હતા, સૂર્યનાં સોનેરી કિરણ ધીમે ધીમે પૃથ્વીપર પ્રસરી, શીતળતા દૂર કરી, ઉષ્ણતાનો જન્મ આપતાં હતાં, પ્રાણેશ્વરના દર્શનથી પ્રફુલ્લિત બનેલાં કમળ પૂર જોસમાં આવી રહેલાં હતાં; પોતાનો પતિ, સૂર્યદેવના પ્રચંડ તેજમાં છુપાઇ જવાથી, કુમુદની નિરાશ થઇ નમી ગયેલી જણાતી હતી; દિનમણિના પવિત્ર દર્શનની નિંદા કરનાર ઘૂવડ પક્ષીઓ અંધારનાંએ સંતાઇ બેઠાં હતાં; અને સકળ વિશ્વને આનંદ રૂપ પણ પોતાને દુઃખ રૂપ નિશામાં વિયોગી બનેલાં ચકવા ચકવી પોતાનો વિરહાગ્નિ ટાળી આનંદ માણતાં હતાં—પ્રાતઃકાળના આવા પવિત્ર સમયે, એક ખુશનુમા અરણ્ય મહેલમાં, પંદરેક વર્ષની પરમસુંદર સુંદરી, પોતાની પથારીમાંથી એકદમ ઝબકી ઉઠી આજુ બાજુ પડેલા અનુપમ સાજ, સંભ્રમ અવસ્થામાં ટીકી ટીકીને નિહાળતી હતી. પોતે જે મહેલમાં હતી, તેની અંદર તરેહતરેહનો ચિત્ર વિચિત્ર સામાન બબકાબંધ ગોઠવી દીધેલો હતો, ચારે ભીંતમાં મોટા મોટા ચકચકિત આરસા ઓપી રહ્યા હતા, તથા તેમાં અનેક જાતનાં પશુ પંખીનાં ખુશકારક ચિત્ર ચિતરેલાં હતાં, મથાળે નકસીદાર છત લગાવી હતી, પોતે બેઠી હતી તે ઢોલીઓ ઘણો સાદો, એક સાધારણ બિછાનાથી બિછાવેલો, અને કંઇપણ ઠાઠમાઠ વગરનો પણ તેનીજ પાસે સોનેથી રસેલો નવિન છત્ર પલંગ, મખમલનાં સુંવાળાં ગાદલાં અને તેપર ઝીણા મલમલની ચાદર તથા રેશમી તકીઆ, માલમશરૂરિયાં વગેરેથી શણગારેલો, સોનેરી ઝુમ્મરદાર જાળીવાળી મલમલની મચ્છરદાનીથી આચ્છાદિત કરેલો, અને ઊંચી જાતનાં અત્તર પુષ્પની સુગંધથી બહેકાટ મારી મોહ પમાડતાં આવી રહેલો હતો, મહેલમાં ચોતરફ જુદી જુદી જાતના ફૂલ ઝાડનાં કુંડાં શોભી રહ્યાં હતાં, કે જેમાં થઇને આવતો સુગંધી પવન, તે મહેલનો ભોગવટો કરનારને સ્વર્ગી-

ય આનંદ આપતો હતો, ઉત્તમ પ્રકારની કારીગરીથી બનાવેલી ખુરશીઓ, પેટીઓ, કબાટ, પટારા વગેરે મનમોહક સામાન પણ એ મહેલમાં પુષ્કળ હતો. આવા દેવભુવનમાં પ્રભાતને પવિત્ર સમયે, શ્રીપતિ, શંકર, નારાયણ કે બીજું કંઇ દેવ નામોચ્ચારણ કરવાનું મૂકી, આજુ બાજુનું સ્વર્ગીય સુખ તુચ્છ ગણી, જેમ જેમ સર્વ શોભા નિહાળતી જાય, તેમ તેમ વધારે ગાભરી બનતી હોય તેમ જણાતી, પોતાના મનમાં અનેક તુરંગ ઉઠાવતી, ભયભીત બનેલી ઉપર કહેલી નવયૌવન બાળા નિશ્વાસ નાખતી બેઠી હતી. તે ઘડીકમાં બેસી જાયછે, ઘડીકમાં ઉઠેછે, વળી મહેલમાં ચોતરફ જુએછે, એમ ભ્રમિત થતી થતી એકાએક મહેલની બારીએ આવી, લાંબી નજરે જોવા લાગી તો, ઘણે દૂર સુધી આંબા, આમલી, લીંમડા, વડ, પીંપર, બોરડી, બાવળ, તાડ, નાળિએરી, ખજૂરી, વાંસ, વગેરે ઊંચાં, ઘટ્ટ, અને પત્ર, ફળ, ફૂલથી ભરપૂર, તરેહવાર જાતનાં વૃક્ષથી સુશોભિત બનેલું ઘાડું જંગલ દેખાવા લાગ્યું. તેમાં સિંહ, વાઘ, વરૂ વગેરે જંગલનિવાસી પશુ પક્ષીઓનાં ટોળે ટોળાં આમ તેમ ફરતાં જણાયાં, પણ કોઇ માણસ જાત નજરે પડતી નહોતી. જગત્‌પિતાનો કુદરતી બગીચો જોયા બાદ તેના મનની સ્થિતિ વળી બદલાઇ ગઇ, અને તે પોતાના મન સાથે કહેવા લાગી કે; અરે! આતે શું? હું ઊંઘુંછું કે જાગુંછું? સુષુપ્તિમાં છું કે સ્વપ્નામાં? સ્વગૃહે છું કે જંગલમાં? મારા પિતાજીના રાજ્યભુવનમાં પાછી આવીછું કે મારા પ્રાણેશ્વરના અધિરાજમાં છું? અરે! મને કોઈ જાતની કળ પડતી નથી. મારી પ્રાણપ્રિય સખી કયાં છે? મારા વડીલશ્રી કયાં છે? મારાં પ્રિય પાડોશી કયાંછે? મારૂં હમેશનું અધ્યયન સ્થાન કયાંછે? ચોતરફ આ અદ્‌ભૂત દેખાવ શો? હે દીનદુ:ખટાળક જગદાધાર મહાન્‌પિતા? જન્મઅભા-

ગિનીને વળી કોઇ ભયાનક સંકટમાં તો સપડાવી નથી? ખરેખર મનેતો એમજ ભાસેછે. શું? નવિન પ્રેમબંધન બાંધી, આવું સંકષ્ટ આપવાને પ્રાણેશ્વરે મને તજી? આવી રીતે તે પોતાના મનોરાજમાં અનેક તર્ક વિતર્ક ઉઠાવ્યા કરતી આમ તેમ ફરેછે તેવામાં તો; ત્રી-શેક વર્ષનો, ઘઊંવર્ણા ચહેરાનો, ભવ્યકપાળ અને લાંબી કાળી આં-ખવાળો, શૂર રાજવંશી જેવો, ભભકાબંધ પોશાક અને કેટલાંક હ-થિઆર હાથમાં પકડેલાં એવો, જુવાન પુરૂષ તેણે પોતાની તરફ આવતો જોયો. પોતે તરેહવાર તુરંગસ્ત્રોતમાં તણાયછેજ, ને તેમાં વળી આવો, બીજાને સુંદર લાગતો પણ પોતાને વિકાળ યમદૂતસમ દૃશ્ય-માન થતો નવિન પુરૂષ જોઇ, બળતામાં ઘી હોમવાજેવું થયું. જ્યા-રથી તેને જોયો ત્યારથી તે પોતાના ઢોલીઆને એક પડખે જઇને બેઠી હતી, તેથી પેલો યુવાન ધીમે ધીમે આનંદી ચહેરે, જાણે તેને ખુશ કરી પોતાના પંઝામાં ઝટ સપડાવી દઊંછું એમ વિચારતો, છેક પલંગની નજીક આવી પહોચ્યો. જેમ જેમ તે નજીક આવતો ગયો, તેમ તેમ પેલી શૂરવીર બાળાના મનમાં અધિક જુસ્સો આવતો ગયો, તેની આંખો લાલ હીંગળોક જેવી બની ગઇ, વિખરાએલા વાળથી તે વિકાળ ચંડિવત્ દેખાવા લાગી, અને રૂંવેરૂંવે વ્યાપેલા ક્રોધાગ્નિ-ના અતિ આવેશમાં થરથર ધ્રુજતી તે એકદમ ઉભીથઇ, પેલા દુષ્ટા-ચારીને એવાંતો વાકબાણ મારવા લાગી કે, તે પેલો કાતર, નરાધમ, વિષયલંપટજ સાંખી શકે, નહિતો એક સાધારણ ક્ષત્રિબચ્ચો કદિ પણ આમ સહન કરેજ નહીં; પણ પેલાને તો પોતાની દુષ્ટમુરાદ હાંસલ કરવી હતી, તેથી એકપણ શબ્દ ન ઉચરતાં ને વિકાળ મહા માયાનું બોલવું કંઇપણ ન ગણકારતાં, તેને અનેક તરેહની લાલચો આપવા મંડયો કે;—હે પ્રિય શશીવદને! તમે આટલાં કંપાયમાન

શાને થાઓછો? તમારા જેવું અનુપમ રત્ન આમ રખડતી ગરીબ હાલતમાં રહેવાને બદલે, મારા જેવા ચક્રવર્તિ રાજ્યવંશીના જનાનામાં રહી, પાટરાણીનું સ્વર્ગીયસુખ અનુભવે તો કેવું સારૂં! આપના કોમળ મગજની તૃપ્તિને માટેજ સેવકે આ બધી ગોઠવણ કરાવેલી છે, અને આ કરતાં તો હજારગણી શોભાયુક્ત રાજ્યમહેલ, દીવાનખાનાં, આનંદાલય, તથા બાગબગીચા મારી રાજધાનીમાં છે. મારા અનુપમ આવાસમાં ઊંચકુળની ચાર ક્ષત્રિય રાણીઓ છે, પણ તેમાં ફક્ત આપ અતુલનીયા મદનમોહનાનીજ ખામી છે, તો તે પૂર્ણ કરવાની દીન સેવકની આ નમ્ર યાચના સ્વિકારવાને કુંઠિત થશો નહીં એવી સંપૂર્ણ આશા છે. એટલું બોલતામાં તો પેલી પરાક્રમી પદ્મિની તુચ્છકાર સાથે તેને કહેવા લાગીકે; અરે નરાધમ, પાપીષ્ટ, પ્રાણસંહારક, વિકાળ દૂત, તું મારા આગળથી એકદમ દૂર જા, નહિતો ઘડી એકમાં ભસ્મી ભૂત થયો જાણજે. મને તું એક સાધારણ મનુષ્યસ્વરૂપ અબળાજાતિ સમજવામાં ભૂલતો નહીં-તારા રાજ્યમહેલ, રાચરચીલું, રાજ્યવૈભવ, આનંદારામ વગેરેનો મારે જરા પણ ખપ નથી, પણ જો તારે તે સુખ માણવાની ઇચ્છા હોય તો સત્વર મારી નજર આગળથી અદૃશ્યથા. બૂરાહવસવાળા રાજકુંવરે ધાર્યું કે, આમ સહેજવારમાં મારે વશ થઇ મારૂં કહેણુ સ્વિકારે તેવી આ વિરાંગના નથી, માટે સામ, દામ, ભેદ વગેરે યુક્તિઓ ધીમે ધીમે લગાવીને તેનું ક્રોધાગ્નિ ભરપૂર મન શાન્ત કર્યા વગર બીજો ઉપાય હાલ નથી. હાથમાં આવેલી બાજી હવે જતી રહે તેમ લાગતું નથી. શાન્તીથી સર્વ પાર પડશે. એમ ધારી પેલી ક્રોધાતુર દેવીને શાન્ત કરી, પોતાનાં માણસને બરાબર રીતે તેની બરદાસ્ત કરી શાન્ત પાડવાની સૂચના આપી, તુર્ત તે ઘોડેસ્વાર થઈ પોતાની રાજધાનીમાં જવા નીકળી પડ્યો.

તે નીચ વિચારના કુલાંગારને દૂર ગયો જાણી પેલી ચંદ્રવદનાં જરા શાન્ત પડી, અને કોઈ પણ યુક્તિથી આ કપટજાળમાંથી છૂટવાનો ઇલાજ શોધવા લાગી, પરંતુ આસપાસ મૂકેલા માણસો વગેરેની પાકી ચોકીને લીધે, એકદમ તેમાંથી મુક્ત થવાય તેવું નહીં લાગવાથી તેણે ઇશ્વર સ્તૂતિ કરવા માંડી. આ વખતે સાયંકાળ થવા આવી હતી માટે પોતાની આજુબાજુ મૂકેલા અર્ધીણી રક્ષકોને તેણે જૂદે જૂદે ઠેકાણે મેવા, મીઠાઈ તથા અન્ય સામગ્રી લેવાને બહાને ખસેડી દીધા, અને જરુજર બાકી રહેલા માણસો રસોઇ પાણી વગેરેની ખટપટમાં લાગ્યા. એમ નિશ્ચિંત બની, દુઃખના સખ્ત પંઝામાં સપડાએલી તે ચૌતનબાળા, અતિ શોકાર્ત્ત સ્વરે, આ અરણ્ય મહેલની બારીએ બેસી રૂદન કરવા લાગી.—

### રાગ ગરબી.

પ્રભૂ મારૂં પાતીવ્રત રાખો, દયા દીનાનાથ દિલે દાખો;
નહીંતો મને જલ્દી મારી નાખો, પ્રભૂ મારૂં પાતીવ્રત રાખો—૧
ફરી ફરી મરવું ને અવતરવું, વારે વારે ચોરાશી ફરવું;
પ્રભૂ હાથે એકીવારે તરવું, પ્રભૂ મારૂં—૨
હું તો પ્રભૂ આપના દિન દાસી, ગળેપડી પાપતણી ફાંસી;
દીઠા મેં તો દુઃખ તણા રાશી, પ્રભૂ મારૂં—૩
ચડયા આપ દ્રૌપદીની વ્હારે, તું વિણ સીતા કષ્ટ કો નીવારે;
ભરોસો છે ભૂધરજી ભારે, પ્રભૂ મારૂં—૪
નહીં જપતપ હું દિલે આણું, નહીં હરી ભક્તી પરમાણું;
પતી ઇશ સેવ રૂડી જાણું, પ્રભૂ મારૂં—૫
અનસૂયાના બાળ બન્યા પોતે, થયા ત્રીસ્વરૂપ તણી જ્યોતે;
અત્રિસહ પહોંચી વૈકુંઠે, પ્રભૂ મારૂં—૬

સાવિત્રીની અરજ સુણી નાથે, પતીને જીવાડયો દિનાનાથે;
ચ્યવન સુખી સુકન્યા સાથે, પ્રભૂ મારૂં—૭
પાળક આપ પતીવ્રતા નારી, નથી ચુકી પતિવ્રત મોરારી;
હવે રાખ શરણુ પ્રભૂ તારી, પ્રભૂ મારૂં—૮
ક્યાંરે ગયું સુંદર નગર મારૂં, ક્યાંરે પતી તુજ મુખડું પ્યારૂં?
નવિન કૃતી નજરે શું નીહાળું, પ્રભૂ મારૂં—૯
અરે પ્રભૂ હું તો ઘણી પાપી, મને આપ પાપનાણી મારી;
(નહીંતો) કરૂં ઘાત નીમ તવ ઉથાપી, પ્રભૂ મારૂં—૧૦
દુષ્ટે મને આણી આઠાર, કુકર્મી એ લલચાવે અપાર;
વચન સૂણ્યે ઉર ઉઠે અંગાર, પ્રભૂ મારૂં—૧૧
પતી મમ વિર ધીર સમરથ શૂર, વળી રૂપ ગૂણુ પરાક્રમ પૂર;
શત્રૂ સૂણી કંપે અતિશે ક્રુર, પ્રભૂ મારૂં—૧૨
ઉરે ભય વૃત ભગનો ભારી, વ્હારે લાવ મુજપતી ભયહારી.
કૃપાળૂ આ અરજ સૂણી મારી, પ્રભૂ મારૂં પાતી વૃત રાખો.—૧૩

---

આ વિકટ વનના એકાંતિક મહેલમાં રૂદન કરતી નવયૌવના તે; પેલા પરમ ધીરવીર પ્રતાપસિંહની નવ વિવાહિતા ચંદ્રવદના પ્રિયતમા, અને પેલા સદ્ગુણુ સંપન્ન પૂરોહિત મહારાજની પરમ લાડકવાઇ નિજકન્યાથી અધિક પ્યારી શ્રીદેવી; જેને પેલા ફતેહપુરી અધમરાજકુંવરનાં માણુસ તેના ઘરમાંથી મધ્યરાત્રિને સમય, નિદ્રાવર્ધક ભૂકી ભભરાવી, તેની પથારી સાથે ઉપાડી લાવ્યા હતા, તે પોતાના અસહ્ય સંકટને લીધે ઉપર પ્રમાણે પ્રભૂસ્તૂતિ કરતી હતી. કરૂણાજનક, વજ્રછાતીવાળાનું હૃદયપણુ પાણી પાણી કરી નાખે તેવું,

અને દૂરના માણસને, કોઇ દુઃખી અબળા અતિશય સંકટમાં પડીને પ્રભુ સહાય માગતી હોય તેવો આભાસ ઉત્પન્ન કરનાર ગીતનું છેલ્લું ચરણ તે બોલી રેહેછે તેટલામાં તો, તે જંગલમાં ફરતા દશબાર શિકારીઓનું એક ટોળું, શબ્દવેધી નિશાનના આધારે તે મહેલ આગળ આવી પહોંચ્યું. આજુબાજુ ફરતાં થોડાંક માણસોને હઠાવી દઈ તેઓ ધબધબ કરતા, મહેલની સીડી ઉપર ચઢી ગયા, અને કમાડ તોડી એકદમ અંદર દાખલ થયા. ત્યાં જઇ જુએ છે તો, એક અનુપમ સુંદરી લમણે હાથ દઇ ઉંડો નિશ્વાસ નાખતી, તે મહેલની બારીમાં બેઠેલી જોઇ. ટોળીના નાયકે તે બાઇને કહેવા માંડયું કે, "હે પરમપવિત્ર બાઇ! તમારો હૃદય શોક તજો, સઘળું સંકટ દૂર ગયું જાણો, અને પરમ કૃપાળુએજ આપના છૂટકારા માટે અમને અચાનક અહીં મોકલ્યાછે એમ ખરા દિલથી માનો. તમારૂં નામ, ઠામ, ગામ જણાવવાથી અમે તમને સત્વર સ્વગૃહે નિર્ભયપણે પહોચાડી દઇશું; તો હવે બિનસંદેહે અમારી સાથે આ સંકષ્ટસ્થાન તજી ખુશીથી ચાલો." શ્રીદેવી તો ઝબકી ગઇ કે વળી, આ વિચિત્ર પોશાકી રાક્ષસો કયાંથી આવ્યા? અરે! પરમકૃપાળુ પરમાત્મા! તારો મેં પૂર્વજન્મમાં એટલો બધો શો અપરાધ કર્યોછે કે, આમ એક ઉપર બીજું, ને બીજા ઉપર ત્રીજું દુઃખ, દીન દાસીપર નાખ્યાજ જાયછે!! તારી નમ્રસ્તુતિનું આ ફળ મળેછે? ખેર. જેવી તારી ઇચ્છા. હે જીવ હવે તો શાન્ત થઈ, તારા સરજનહાર પર પૂર્ણ ભરોસો રાખી, આ વિક્રાળ દૂતને આધિન થા. જેણે તને વૃત્તભંગની છેલ્લી અણીપરથી બચાવી લીધી છે, તેજ આ, યમદૂતોના હાથમાંથી પણ નિર્વિઘ્ને બચાવી લેશે. પોતાના મનસાથે એવો વિચાર કરતી, અતિશોકાતુર ચહેરે, વિક્રાળદેવીની પેઠે તે, પેલા શિકારીઓ સાથેચાલી નીકળી.

## પ્રકરણ ૯ મું.

બીજે દિવસે સકાળે જાગૃત થઇ પુરોહિત મહારાજ, રાજકુંવરીને જગાડવા માટે બારણું ખખડાવવા મંડયા, પણ કોણ જવાબ દે? પોતાની પ્રાણસૂતાને તો લગ્ન સમારંભ સમાપ્ત થતાં તેના શ્વસુરપક્ષમાં મોકલી દીધી હતી તેથી ફક્ત તેમના ઘરમાં પોતાની રક્ષિતા રાજકુંવરી એકલીજ સુતી હતી, પણ તેનેતો પેલા નરપિશાચ ફતેહપુરી યુવકના માણસો ક્યારનાએ ઉચકી ગયા હતા. અરે! તેના કોમળ શરીરે કંઇ અસુખતો નથી? કોઇ દહાડો જે આટલી બધી વાર નિદ્રા દેવીને આધિન ન થાય, તે આજે કેમ પડી રહીછે? અરે! કોઇ હરામખોરો તે મનમોહક મૂર્તિનું હરણ તો નથી કરી ગયા? થયું શું? છેવટે થાકીને તેઓ કમાડ ઉતારી ઝટ ઘરમાં પેઠા, અને આજુ બાજુ બાબરા બાબરા જોવા લાગ્યા તો, ન મળે રાજકુંવરી, કે નમળે કોઈનો ખાટલો? અહો આ શું? શો વિચિત્ર બનાવ! મોડી રાત સુધી તેની સહચરીઓ સાથે વાતચિત કરતી હતી, તેને મેં પરાણે સુવાડીને બારણે સાંકળ લગાવી, તેનું રક્ષણ કરવા તથા ઉનાળાની ગરમીથી શાન્ત થવા હું બારણા નજીક સૂતો હતો, ને સવારમાં આ શું દેખુંછું? અરે! વૃદ્ધાવસ્થાને લીધે મારી આંખો કંઇ ઉલટો દેખાવ જુએછે કે શું? હે દૈવ! તેં રંગમાં ભંગ કરી, આખર ઉમ્મરે મારૂં સર્વ સુખ હરી લઇ, મારા ક્યા સંચિત કર્મને લીધે આમ દુઃખ દરિઆમાં ઝોકાવી દીધો?" ડોસાના પોકારથી આડોશી પાડોશી ધાઇ આવ્યાં, અને તેમણે ચોતરફ તપાસ કરી કંઇ પત્તો ન લાગવાથી દરબારમાં જાહેર કર્યું. રાજાના ત્વરિત હુકમથી પોલીસ વગેરે આજુબાજુ સહેલ મારી મોડા મોડા કંઇ પ-

તો નથી લાગતો, એમ કહેતા પાછા આવ્યા. બુઢ્ઢા બાવાએ પાધરો કલમ ખડીઓ લઇ, આ ખેદકારક ખબરનો પત્ર લખી, કુંવરીના નવવિવાહિત રાજકુંવરને, એક વિશ્વાસુ કાસદ સાથે તાકીદે મોકલી દીધો; તેમ પોતાની દીકરીને ગામ પણ સમાચાર મોકલ્યા, અને પોતે હવે વૃદ્ધાવસ્થાએ નિવૃત્તિ માર્ગ પકડી, કુંવરીની શોધ, યાત્રા, અને હરિભકિત વગરે સાધનાનો વિચાર કરી, શુન્યવત્ ભાસતું, ખાવા-ધાય તેવું પોતાનું રહેઠાણ છોડી, યોગી સ્વરૂપે, સર્વ ૪ના કરી ખપ જોગું સાથે રાખી આતુર વિરાગી માફક ચાલી નિસર્યા.

પ્રતાપસિંહને પત્ર પહોંચતાં રૂંવે રૂંવે ક્રોધાગ્નિ અને શોકાગ્નિ પ્રજ્વલિત થયો. અરે! આ શો ગજબ! સુકુમાર ચંપકળીથી લો-ભાઇને વળી કયો ભ્રમર હૃદયી નરપિશાચ તેને હરી ગયો? અરે! મારા હૈયાના હાર, જીવન આધાર, દુઃખ સંહાર, ઉત્તમ સન્મિત્રવત્ કમળનયની વગર મારૂં જીવન કેમ ટકશે? અરે! હવે ક્ષણભર પણ આ રાજ્યમાં મારાથી કેમ રહી શકાય? હમણાંતો તે મનમોહનાને ઠાઠમાઠથી રાજધાનીમાં તેડી લાવવાના વિચારમાંજ હતો, તેનો ખુ-શકારક હૃદયશાન્તક પત્ર પણ થોડાજ દિવસપહેલાં હતો, તેમાં આ શોચનીય બનાવનો લેશપણ ઇસારો નહોતો. છતાં એકાએક આ શો દૈવી કોપ! ખરે, મારા નશીબમાં આવું કન્યારત્ન પ્રાપ્ત થવાનું લ-ખેલુંજ નહીં હોય!! નહીંતો વળી સહજ સ્વભાવે જેની પ્રાપ્તિ થઇ, તેમાં શરૂઆતથીજ આમ વિઘ્ન પડે? ગમે તેમ હોય, પણ આ હૃ-દયભેદક બનાવથી મારા ભવિષ્ય સુખનો મને ઘણો ભય હવે રહેછે. પણ અરે! આમ મિથ્યા કલ્પાંત કરવાથી શું ફળ મળવાનું છે. હવેતો બહેતર છે કે, જગદાધાર મહાન્ પિતાનો આશ્રય પકડી, મનમાં પૂ-ર્ણ હિમ્મત રાખી, તે જીવનમુદ્રાની તપાસ માટે નીકળી પડવું. એ-

ટલામાં તેનો હમેશનો પ્રિય સ્નેહી સામતસિંહ આવી પહોચ્યો. તેને શોકાતુર વદને સર્વ વાત નિવેદન કરી, બંને જણ ઘોડેસ્વાર થઇ, હથિઆરાદિ સામગ્રી સજી, પોતાની પ્રિય અર્ધાંગનાને શોધવા જવાની મહારાજા પાસે પ્રતાપસિંહે રજા માગી એકદમ નીકળી પડયા. શહેર બહાર આવી તેમણે અરસ્પરસ કેટલોક વિચાર કરી નક્કી કર્યું કે, મનોહરપુરના સમારંભમાં ઓળખાણ થયેલા પેલા દુરાચારી નરાધમના રાજ્યમાં પ્રથમ તપાસ કરવી જોઈએ. તેની દુષ્ટવૃતિ વિષે તેમને શ્રીદેવી મારફતે ખબર મળેલી હતી, વળી તેના ટુંક સહવાસમાં કેટલુંક દુશ્ચરિત તેમના જાણવામાં આવ્યું હતું, તેથી તેમણે એ માગનો રસ્તો લીધો. ચોમાસાની રૂતુ ચાલેછે, મેઘાડંબરથી આકાશ છવાઈ રહેલુંછે, ચળકતા ભાલા જેવા વિદ્યુત ચમકાર કોઇ કોઇ વાર થતા જણાયછે, નિશાચરો પોતાના મનમાં અતિ આનંદ પામે છે, ચોતરફ ઘેરા કાળારંગની શ્યામ ચાદર પ્રસરી રહેલીછે, આકાશમાં તારામંડળ પણ મેઘમહારાજાએ આચ્છાદિત કરી દીધેલુંછે, કોઇ પ્રાણી પદાર્થ નજરે પડતું નથી, દેડકાં, તમરાં વગેરે મેઘમગ્ન પ્રાણીઓના એક સરખા અવાજ ચોતરફ વાગી રહેલાછે; ચાતુર્માસની આવી બિહામણી રાત્રિએ પેલા બે અશ્વારો ફતેહપુર તરફ ચાલતા હતા. આખી રાત થાક, ભૂખ, તરસ અને વિશ્રામને ન ગણકારતાં તેઓ બીજે દિવસે સવારમાં એક અઘોર અરણ્યમાં આવી ચડયા. કુદરતી હાજતથી ફારગ થંઈ, નાસ્તા પાણી કરીને તેઓએ વળી આગળ ચાલવા માંડયું, પણ બારકોસના વેરાનનો એકદમ પાર પમાય તેવું નહોતું, મસ્ત હિંસક પશુ પ્રાણીઓ વાળા ભાગમાં તેઓ અચાનક આવી લાગ્યા, પણ થોડો દિવસ હોવાથી તેઓ જોસભેર ઘોડા દોડાવતા છેવટે એક મોટા વડ વૃક્ષ નીચે આવી પહોંચ્યા. આ વખતે

રાજકુંવરને તરસ લાગવાથી તેણે સાગતસિંહને દોરી લોટો આપી જળ ભરવાને મોકલ્યો, ને પોતે બંને ઘોડા તથા સામાન સાચવતો હથિઆર બંધ થઇ 'બેઠા'. કેટલેક દુર જતાં સાગતસિંહના જોવામાં એક વાવ આવી. તે મજબૂત ધોળાપત્થરથી બાંધેલી હતી, પ્રાચીન સમયની નકશી તેમાં દીપી રહી હતી, તેને ચાર મોટામાળ અને કુવાસુધીમાં લગભગ ત્રણસેં પગથિઆં હતાં. મથાળે ઉભારહી તેમાં નજર નાખતાં તે એટલી ઊંડી લાગતી કે ખરેબપોરે પણ તેમાં સૂર્ય પ્રકાશ ભાગ્યે જણાય. આવી ભવ્ય વાવમાં પાણી ભરવાને સાગતસિંહ અંદર ઉતરવા લાગ્યો. ત્રણ વિસામા વટાવી તે જેમ જેમ નીચે ઉતરવા લાગ્યો તેમ તેમ કંઇ દીપકજેવો દેખાવ તેની નજરે પડ્યો, ને જરા ઊંડો ગયો એટલામાંતો તરેહવાર રંગના ભભુકા તેણે પાણી-પર તરતા દીઠા. પોતે એકલો, સંધ્યાસમય, ભયાનક મકાન, અને પોતાપાસે ફક્ત તીરકામઠા સિવાય બીજું હથિઆર નહોતું, તેથી સાગત જરા ખંચાયો તો ખરો, પણ તે શુદ્ધ ક્ષત્રિબચ્ચો હતો, એટલે આખરે હિંમત ધરી પાણીપર તીર ફેંકવા લાગ્યો ને મોટી ત્રાડપાડી વીરવાણી ઉચરવા લાગ્યો. પણ એથી પેલો વિચિત્ર બનાવ બંધ પ-ડ્યો નહીં, ને અધિક થવા લાગ્યો. આવેળા સાગતે વિચાર્યું કે, હું બાને જયુજ હથિઆરબંધ એકલો છું, તેથી દૈવયોગે કંઇ વિપરીત બ-નશે તો રાજકુંવરની માઠી દશા થશે, મને અત્યંત ઠપકો મળશે, ને પવિત્ર ટેક બાજુપર ઝુલશે. એમ ધારી તેણે ઘણે ઊંડે જઇ પાણી ભર-વાનું માંડીવાળી, રાજકુંવરને આ ચમત્કાર બતાવી, બંને જણે બરાબર હથિઆર સજી, સાથેજ રહીને પાણી ભરવાનું નક્કી કર્યું. પોતે આગળ પાછળ બરાબર નજર રાખતો ઠેઠ વાવને મથાળે આવી પહોંચ્યો, ને ત્યાંથી ઝપાટાબંધ રાજકુંવર પાસે જવા દોડ્યો, પણ થોડે દૂરજતાં તેણે, એક વિ-

કાળ વાઘ ખાઉં ખાઉં કરતો, મોટા ઠેકડા મારતો, આ ભયાનક વનમાં વળી મનુષ્ય વાસ ક્યાંથી આવેછે? એમ ધારતો, પોતાના ભક્ષ માટે મત્ત બનેલો, પેલા રાજકુંવર તરફ તલપ મારતો જોયો. સામતે દૂર ઉભા રહી બરાબર તાક લગાવીને એવું એક તીર માર્યું કે, તે વાઘના પાછલા પગમાં આરપાર નીકળી ગયું, અને તેથી તે જરા ખંચાયો, પણ મસ્ત દશામાં તેને નહીં લેખવતાં એકદમ તે રાજકુંવર ઉપર ધસ્યો, એટલામાં તો હથિઆરબંધ બેઠેલા પ્રતાપસિંહે તડેતડ બંદુકની ગોળી લગા[illegible] માંડી, ને જેવો તે, અતિ ક્રોધાવેશમાં આવી જઇ, પોતાનાપર ખુની આંખે હુમલો કરેછે, તેવામાંતો પોતાની પાસેની ચાર નળી વાળી મજબૂત પીસ્તોલમાં ઝેરી ગોળી લગાવીને તેને જમીન દોસ્ત કરી, પાણીદાર તરવાર વડે તેનું ધડ ને શિષ જૂદા કરી નાંખ્યા. ત્યાર પછી સામતસિંહે રાજકુંવર પાસે આવી પોતાપર વિતેલી સર્વ હકીકત તેને નિવેદન કરી. રાજકુંવર ઘણીવારથી તૃષાપીડિત હતો, વળી હુમલો પડેલા શ્રમથી તેમાં વૃદ્ધિ થઈ હતી, ને સામતસિંહ તો પાણી વિના પાછો આવ્યો, તેથી તેણે અધિક ક્રોધમાં આવી, સત્વર સામત સાથે જઈ તૃષા તૃપ્તિ કરવાનું ધાર્યું. તુર્ત તેઓ બંને જણા તરવાર, બંદુક, તીર વગેરે હથિઆર લઇ પેલી વાવ તરફ ચાલ્યા, અને થોડીવારે ત્યાં જઇ અંદર ઉતરવા લાગ્યા. ત્રણેક પિસાણ ઉતર્યા ત્યાં સુધીતો તેમના જોવામાં કંઈ આવ્યું નહીં, પણ જ્યાં થોડાક આગાઉ ઉતરેછે તેવામાં પ્રથમની પેઠે પ્રકાશિત ભડકા તેમણે પાણીપર તરતા દીઠા. પ્રતાપસિંહ તો આ વિચિત્ર બનાવથી અજાયબીમાં પડી જઈ, તેના મિત્રને કહેવા લાગ્યો કે આ શું? કોઇ જનપ્રાણી કે બીજુ કાંઈ નજરે પડતું નથી ને પાણીમાં ભડકા શી રીતે થાય છે? શું જમદેવીને પાણી પાવાની

ઇચ્છા નથી? કે તે આગ બીવરાવે છે! નાના–એવા મિથ્યા વહેમ લાવવાનું કંઇ કારણ નથી. આપણે ક્ષત્રિપુત્ર છિયે, વહેમનું ખંડન, લુચ્ચાનું નિકંદન, અને સંકટ સમયે હિંમત ધરવી, એ આપણી ફરજ છે. માટે પ્રિય સામત? બરાબર હિંમત ધરી હથિઆર સંભાળી, આગળ ચાલી, આ અદ્‌ભૂત બનાવનું કારણ શોધી કાઢવું જોઇએ. સામતસિંહે લાંબો વિચાર કરી રાજકુંવરને કહેવા માંડ્યું કે, મહારાજશ્રી! સાહસ કરવાની અત્યારે આપણે કશી જરૂર નથી. કૂવાપર જઈ દોરી વડે હું પાણી ખેંચી કાઢી, આપની તરસ મટાડીશ. આપણી મહત્‌ ટેક શું છે? તે વિચારો–શત્રુ સામે બાથ ભીડતાં જો પાછી પાની કરીએ તો જનનીને ઝાંખ લાગે, પણ આ કુદરતી બનાવ સામે નાહક બાથ ભીડી. આપણે જીવ જોખમમાં ઉતારવાની શી જરૂર છે? જમીન કે પાણીના કોઇ અલૌકિક ગુણને લીધે આગ કોઈ કોઇ વાર બનેછે, વળી અજાણી ભયાનક જગા છે, તો હવે પાછા વળી આરામ લેવો એ, મને તો ઠીક લાગેછે. રાત્રિ શરૂ થતી આવેછે ને હિંસક પ્રાણીઓના ત્રાસ જનક શબ્દ કાને પડેછે, માટે હવે થોડા મૈલ દૂર નીકળી જઈએ તો સારૂ. સામતસિંહનો આ વિચાર સુણી રાજકુંવરના મનમાં અધિક જુસ્સો આવ્યો. તે બોલવા લાગ્યો કે, શું ? એક ક્ષત્રિ પુત્ર પોતાનું ધારેલું કાર્ય પાર પાડયા સિવાય કદિ પાછો ફરે? ગમે તેવું જોખમ તેમાં ખેડવું પડે તો શું? મારેતો આ વાવમાં અંદર ઉતરીનેજ પાણી પીવું. શું? ભૂત, પ્રેત કે ડાકણ આદિકના ડરથી બીવું જોઇએ? નહીં નહીં. સામત, તારો વિચાર હું પસંદ કરતો નથી, માટે એકદમ આગળ ચાલ, અને ઝટ આપણું ધારેલું કાર્ય પાર પાડ. સામતસિંહે આખરે રાજ્ય હઠને તાબે થઈ આગળ ચાલવા માંડ્યું.

જેમ જેમ તેઓ આગળ વધતા ગયા, તેમ તેમ ભડકા વધવા લાગ્યા, પણ જ્યાં ડરને બાજુપર મૂકી દીધો હોય ત્યાં બીજાના શા ભાર ? રાજકુંવર તથા સામતે ઉપરા ઉપરી બંદુકના બાર કરવા માંડ્યા, ને બધી વાવ ગજાવી મૂકી. પાણીની છેક પાસે જતાં તેમને માલુમ પડ્યું કે, વાવની ડાબી તરફની ભીંતમાંથી આ ભડકા શરૂ થઇ પાણીપર પડેછે. તુર્ત તેઓ તે દિશાની ભીંતમાં કાકડો સળગાવી જોવા લાગ્યા, તો એક મોટું લાકડાનું ચોકઠું તેમના જોવામાં આવ્યું. ઝટ તેમણે તે તોડી પાડ્યું અને આગળ જોવા માંડ્યું તો પત્થરની જબરી શિલા જણાઈ. તેને પણ ધકેલી પાડી તેઓ આગળ ચાલ્યા તો એક વિશાળ ઓરડો તેમના જોવામાં આવ્યો. તેના એક ખૂણામાં ઝાંખો દીવો બળતો હતો. તેની પાસે કંઈ ધોળી ધોળી કણીઓનો ગંજ પડેલો હતો, ને મનુષ્ય પ્રાણી નજરે પડતું નહોતું. આજુ બાજુ જબરો કાકડો સળગાવી જોતાં તેમને બે પુરૂષ અને એક સ્ત્રી, પાસેની નાની ઓરડીમાં સુતેલાં નજરે પડ્યાં. બંદુકના કુંદા લગાવી તેમણે તેમને જગાડ્યાં, અને વિકાળ સ્વરૂપે ભયનાદ કાઢી તેમને પોતાની હકીકત નિવેદન કરવા ધમકી દીધી. ગરીબ જાત, ચોર, અને સામે ઉભેલા ભયાનક હથિઆર ધારી વીરધીર એથી તેઓએ રાજકુંવરને પગે પડી જીવતદાન માગી, પોતાની ખરી બીના જણાવવા વિનંતિકરી. રાજકુંવરે અભયદાન દેવાથી તુર્ત તેમણે પોતાની ખરી બીના તેમના આગળ કહેવા માંડી કે;—"બાપુજી! અમે ફતેહપુરના રાજકુંવરનાં માણસછીએ. તે દુષ્ટાચારીએ મનોહરપુરથી એક ખૂબસુરત સ્ત્રીને ઉપાડી મંગાવી પોતાના અરણ્યમહેલમાં મૂકી તેની ચોકી કરવાને અમને રાખ્યા હતા. તેને ઉંચકી લાવનાર માણસોની વાતચીત ઉપરથી અમને એમ માલમ પડ્યું હતું કે તે કોઈ બ્રાહ્મણને

ત્યાં ઉછરેલી રજપૂત કન્યા છે. બીજે દિવસે તે બાઇના નસીબે દૈવયોગે એકાએક પાંચસાત માણસનું ટોળું મેહેલ આગળ આવી પહોંચ્યું. તે વખતે અમારામાંના કેટલાક માણસો શેહેર તરફ ખોરાક લેવા ગએલા હતા, કેટલાક જંગલમાં આમ તેમ ફરતા હતા, અને ફકત અમે બે ભાઇ ત્યાં આગળ હતા, પણ પેલા નવા આવેલા જથાબંધ માણસો પાસે અમારૂં કંઈ ચાલ્યું નહીં, તેથી અમે બાજુપર લાચાર બની ઉભા રહ્યા. અને પેલા નવીન માણસોએ એકદમ મેહેલ ઉપર ચડી, કમાડ તોડી, તે બાઇની આસનાવાસના કરવા માંડી. તેમના અભય વચનથી પૂર્ણ સંકટમાં સપડાએલી તે સ્ત્રી તેમની સાથે ચાલી ગઇ, ને અમારા પાપી રાજકુંવરની હાથ આવી બાજી ગઇ. પછી સવારમાં આવી તે દુષ્ટરાજકુવરે મેહેલમાં જઈ જોવા માંડયું તો, તેમાં કોઇ નજરે પડયું નહીં, તેથી તેણે અમને ધમકાવી ખૂબમાર મારવામાંડયો. એટલામાં અમારામાંના બીજા માણસો આવી પહોંચ્યા, પણ તે બધાને અમારી સાથે બરાબર મેળ નહોતો, કેમકે અમે બંને ભાઇ જોકે રાજકુંવરની નોકરીમાં હતા, તો પણ તેના બુરા હવસને લીધે તેને તથા, તેના નીચ કાર્યમાં ટેકો આપનાર બીજા માણસોને ધીક્કારતા હતા, તેથી પોતાની અદેખાઇ સફળ કરવાનો આ સારો યોગ ધારી, તેમણે અમનેજ પૂરા દોષિત ઠરાવ્યા. અને કામરૂપી મજબૂત પડળથી અંધ બનેલા રાજકુંવરને સમજાવીને અમને દેશપાર કરાવ્યા. ત્યારથી અમે અહીં આવી અમારા ગુજરાનને માટે આ ધંધો ન ચાલે ચલાવવા માંડયો છે. દિવસે આડાઅવળા રખડી કોઈ શિકાર હાથમાં આવેતો તેને લૂટી, રાત્રે કોઇ આ ભયાનક સ્થાનમાં આવે તો, તેને કપૂર, રાળ વગેરેના ભડકા કરી બીવરાવી, સ્વધામ પહોંચાડી, તેનું સર્વસ્વ લૂટી લઇ આમ ગુજારો

કરીએછીએ. અરે! અમારા પાપી પેટને માટે અમે ઘણા માણસોને લૂંટી લીધાછે, કેટલાકને પ્રભુ ધામમાં પહોંચાડી દીધા છે, અને કેટલાકને ગુલામ તરીકે અહીં રાખેલા છે; પરંતુ અમારા નશીબમાં તો ધૂળની ધૂળજ રહીછે. કેમકે અમારો માલ જુજ કાંમતે વેચાઇ જાયછે, કેટલીકવાર ભારે મુશીબતમાં આવી પડવાથી ઘણું ખર્ચ કરવું પડેછે, અને કોઈ કોઇ વાર લાંબી મુદતના કડાકા પડવાથી સંગ્રહ કરેલું વાપરી દેવું પડેછે. આ પાસે બેઠીલી ડોસી અમારી માછે. અમે બંને ભાઇ પરણ્યા નથી તેથી તે અમને રસોઈ પાણી કરી આપેછે, તથા પકડી આણેલા માણસોની સંભાળ રાખેછે. અમે અમારી ખરી હકીકત આપ સાહેબને જાહેર કરી છે હવે અમને ઘટેતેમ કરો." એમ કહી તેઓ દીલગીર ચેહેરે તેમને પગે પડ્યા. શરણે આવેલાને સુખ દેવું, એ શુદ્ધ ક્ષત્રિનો ધર્મ છે; વળી આ માણસોને અભય વચન દીધું હતું, તેથી રાજકુંવરે તેમનો અધમ ધંધો બંધ પડાવી, ખુણે પડેલાં ગરીબ માણસોને છોડાવી, તેમને એક ભલામણ પત્ર લખી આપી પોતાના રાજ્યમાં મોકલી દીધા. પોતાને ફતેહપુર જવાની મતલબ તો રસ્તામાંથીજ પાર પડી, તેથી તેમણે ફતેહપુરની દિશા બદલી બીજી દિશાએ જવાનો નિશ્ચય કર્યો. ફતેહપુરી નરપિશાચ ઉપર તેને એટલો બધો ધિક્કાર આવ્યો કે, જો તે પોતાની રાજધાનીમાં હોત તો તુર્ત તેનું રાજ્ય તારાજ કરી નાંખત. અરે! દુષ્ટ નરાધમ! મેં તારી ઉપલક પ્રીતિપણ શાને માટે રાખી? તારા પાપી ઇરાદાની મને પ્રથમથી ખબર હોત તો, મારી પ્રાણ પ્રીયાને હું મનોહરપુરમાં રાખતજ કેમ? ક્ષત્રિય કુળ અંગાર, તેં ક્ષત્રિયજાત અને તારી સાત પેઢીને યાવત્ ચંદ્રદિવાકરૌ અક્ષય કલંક લગાડ્યું છે! મારા કલેજાનો કારી ઘા, કોઇ દિવસ રૂઝાવાનો નથી.

ઇશ્વર તેનું વેર વાળવાનો સત્વર વખત દે. આ પ્રમાણે ક્રોધાવેશમાં બોલતો બોલતો પ્રતાપસિંહ પ્રાણપ્યારીનો વિરહ તથા દુઃખ સંભા- રી એકદમ જમીનપર પડ્યો. સામતે તેનું શાન્તવન કરી, ધીરજ દઈ ઉઠાડી, બિહામણા બયાબાનમાંથી તાકીદે કૂચ કરવા આગ્રહ કર્યો. આગળ ચાલતાં ચાલતાં કેટલાંક રમણિક શહેર, અઘોર વન, અતિવિચિત્ર વિશ્વરચના નિહાળતા નિહાળતા કેટલેક દિવસે તેઓ એક વિશાળ રાજનગરીમાં આવી પહોંચ્યા. આ નગરીમાં રાજકુંવરીના વિવાહ વિષે તજવીજ ચાલતી હતી. પ્રતાપસિંહ અને સામત, એ શહેરમાં આવેલી નદીમાં ઘોડા પાવાને ઉતર્યા. ત્યાં એકાએક, ન- દી કિનારે આવેલા રાજ્યમહેલના ઝરૂખામાં બેઠેલી ચંદ્રવદના, ઘો- ડાને પાણીપાતા આ પરદેશી તેજસ્વી વીરપુરૂષ પ્રતાપસિંહનું સૌ- ન્દર્ય જોઇ સ્તબ્ધ બની ગઇ. અન્યપુરૂષને તો કદિ જોવામાં આવ્યો હશે, પણ આવા પ્રતાપી ક્ષત્રિયવીરની છબી પ્રથમજ જોવામાં આ- વતાં, તેણે તેની સાથે પોતાનું જીવન સંયુક્ત કરવાનું ધારી, પોતા- ની એક વિશ્વાસુ દાસીને તેની તપાસ કરવા મોકલી દીધી.

બંને દોસ્તો ઘોડાને પાણી પાઇ એક ધર્મશાળામાં જઇ ઉતર્યા.
લી દાસી જે તેમની પાછળ પાછળ જતી હતી તેણે તેમને મુકામે
ઇ કેટલીક ઉપલક હકીકત પૂછી, કુંવરીને ઝટ ખબર કરી. પછી
વરીએ પોતાની માની મારફતે રાજાને કાને વાત નાંખી પેલા
બસુરત શૂરવીર ક્ષત્રીય સાથે પોતાનું લગ્ન કરાવવા મરજી જ-
ી. રાજાએ તુર્ત માણસ મોકલી બંને જણને દરબારમાં બોલાવી
ક વાતચીત કરી, પણ પ્રતાપસિંહ કે તેના મિત્ર પાસેથી તેના
પ્રમાણે કંઇ વિશેષ હકીકત મળી શકી નહીં. આસ્તે આસ્તે
કામ પાર પડશે એમ ધારી તેમને એક સઘળી જાતની સો-

ઈનાઓ સુંદર ઉતારો સોંપી દીધો. કોઇ કોઈવાર તેઓ કચરાના આવે, વાત ચીત કરે, ચરચા જુએ, ને પાછા ઉતારે જાય, તોપણ રાજા હજુ સુધી તેમનું મન બરાબર મળ્યા વગર લગ્ન સંબંધી વાત કાઢવાને હિંમત ધરતો નહોતો. પેલા પરદેશી યુવાનોને તો ખબર નહોતી કે પોતાને માથે શું આફત આવી પડવાની છે? અને આટલી બધી આગતા સ્વગતા કેમ થાય છે? તેઓ જાણતા કે દરેક રાજ્યસ્થાનની સ્વાભાવિક રીત છે કે કોઇ પરદેશી આબરૂદાર મેમાન આવે તો તેઓની તેમના મોભા પ્રમાણે પરોણા ચાકરી કરવી જોઇએ, તેમ આ રાજાએ પણ કર્યું હશે. એક દિવસે વિરહાગ્નિથી પીડિત થએલી અને પેલા યુવક સાથે પરણવાને ઉત્સુક બનેલી રાજ્ય કન્યાએ પોતાની દાસીને એક પત્ર લખીઆપી પેલા બંને પરદેશી મેહમાનોને ઉતારે મોકલી, તેણે ત્યાં જઇ રાજકુંવરના હાથમાં તે ચીઠ્ઠી મૂકી. રાજકુંવર થોડીક લીટીઓ વાંચીને સ્તબ્ધજ બની ગયો, તેનો આનંદિત ચેહેરો જરા કરમાઇ ગયો અને પોતાની પ્રીયાનું અધિક સ્મરણ થતાં તે સજળ નયને થોડી વાર કંઇ બોલી શકયો નહીં. કેટલીક વારે તેણે શુદ્ધીમાં આવી વિચાર કર્યો કે, મારા હસ્તાક્ષર, ભલે તે નિર્દોષ હોય તો પણ આમ પરાઇ રાજ કન્યાના હાથમાં આપવા એ ઘણું જોખમવાળું અને ક્ષત્રિય વીરને વખતે કલંક લગાડે તેવું છે માટે મોઢેથીજ કહાવું કે મારૂં લગ્ન થઈ ગયેલું છે, મને એક પત્નીવ્રત પાળવાની દ્રઢ પ્રતિજ્ઞાનું મજબૂત બંધન વળગે લું છે, જગતની સર્વ રંભા, ઉર્વશીથી અધિક સૌંદર્યવાન કન્યા પણ મા મન તુચ્છ છે, અને કદી પણ મારી અચળ ટેકમાંથી હું ડગવાનો નથ તો તમારી રાજકુંવરીને આ પ્રમાણે ક્ષત્રિય કન્યા થઇ અવિવેક ક વાની સાફ ના પાડજો. એ ખબર લઇ દાસી તુર્ત વિદાય થઇ

તેણે સર્વ હકીકત કુંવરીને નિવેદન કરી. કુંવરી તો આ ખબર સાં-ભળીને ચકિતજ બની ગઇ કે વળી આવી ટેકવાળા પણ રાજપુત્રો દુનિઆગાં વસેછે ખરા! ખરે જ્યાં સુધી આવું પ્રાણેશ્વર રત્ન પ્રાપ્ત ન થાય ત્યાંસુધી સર્વ વૃથાજ છે એમ કહી તેણે પોતાની માતાએ જાણે તપાસ કરાવી હોય તેમ ઠરાવી પોતાના પિતાને કહાવ્યું કે આ ક્ષત્રીય વીર મારી સાથે પરણવાને કબૂલ નહીં થાય તો છેવટ હું પ્રાણ ત્યાગ કરીશ. કુંવરીની આવી જીકકર જોઇ રાજાએ પ્રતાપસિંહને ઘણુંએ સમજાવ્યું ને પરોક્ષ અપરોક્ષ પુષ્કળ પચાતો કરી પણ કંઇ વળ્યું નહીં. તેણે સાફ કહ્યું કે, "કદી મેરૂ ચલિત થાય, સમુદ્ર મર્યાદા મૂકે, સૂર્ય પશ્ચિમે ઉદય થાય અને આ દેહે અતિ સંકષ્ટ સહન કરવાં પડે તો પણ શું? એક શુદ્ધ ક્ષત્રિ બચ્ચો પોતાની પવિત્ર ટેક છોડશે કદી નહીં. આપે મારૂં અચળ વ્રત જાણ્યા છતાં નાહક આટલી બધી હોડો કરી તે તદન અઘટિત છે. ક્ષત્રિય વચનની કિંમત કેટલી બધી છે તેથી હું ધારૂંછું કે આપ અજાણ્યા હશો નહીંતો આટલી બાંજગડ કરાવો નહીં ક્ષત્રિય કુળ મણી શ્રી રામચંદ્ર અને હરિશ્ચંદ્ર આદિકની અદ્‌ભૂત ટેક આપે સાંભળી તો હશે? તેજ વંશમાં હું ઉત્પન્ન થયેલોછું, તો મારી પવિત્ર નિશ્ચળનેમ કદિ, કોઇપણ લાલચ કે દુઃખથી વિચલિત થશે નહીં. એ આપે નિઃસંશય માનવું. પોતે હામ, દામ અને ભેદમાં નિષ્ફળ થવાથી છેવટે તેમને દંડનો ભય દેખાડી એક કેદખાનામાં નજરકેદ કર્યા, ને પરણવાની કબૂલાત આપશે, તોજ તે બહાર નીકળી શકશે એમ કહ્યું. ત્યારપછી બંને દોસ્તો કેદખાનામાં સાથે રહ્યા, અને પોતાના સુખદુઃખની વાતોના તડાકા મારતા, વિશ્વસાગરની અદ્‌ભૂત લીલાની ખ્યાલ કરતા, તથા માથે આવેલા અચિંત્ય સંકટ વાદળને વિ-

મેરી નાંખવાનો વિચાર કરતા, પોતાનો વખત ગાળતા હતા. ધીમે ધીમે તેગણે કેદખાનાના ઉપરી સાથે સ્નેહ બાંધવાની પેરવી કરવા માંડી, પણ તેજસ્વી રાજાની ઘણી ધારતી તથા તેનો રાજકિય બંદોબસ્ત ઉત્તમ હોવાથી, તેમાં તેઓ ફાવી શક્યા નહીં; તેથી છેવટે તેઓ એક દિવસે સંધ્યાકાળને સમય, ચોકી પહેરા કામે લાગેલા જોઇ, પોતાની ઓરડીગાંથી એકદમ બહાર આવી, પાસે ઉભેલા થોડાક પહેરેગીરોને, પોતાના હથિઆરનો સ્વાદ ચખાડી, પોતાનું કૃત્ય રાજા તથા કુંવરીને જાહેર કરવાનું કહી, આડેરસ્તે બંને જણા ઘોડેસ્વાર થઇ નીકળી પડયા. આ કામમાં તેમને એક નીતિમાન સિપાઇએ ઘોડા, હથિઆર, વગેરેની સારી મદદ કરી હતી.

ઉપરા ઉપરી પોતાને માથે દુઃખ આવી પડેછે, ને હજુ પોતાની પ્રિય અર્ધાંગનાનો પત્તો કંઇ લાગતો નથી, તેથી હવે તેગણે બીજી દિશાએ જવાનો વિચાર કર્યો. પછી કેટલેક દહાડે તેઓ ટાઢ, તાપ, ભૂખ, તરસ, અને બીજાં દૈવિક દુઃખ સહન કરતા કરતા, પાછા એક બિહામણા જંગલમાં આવી પહોચ્યા. આગલા વખતમાં જેમ ગુજરાતની આજુબાજુના ભાગમાં, કોળી, કાઠી અને ભીલ વગેરેનો ઘણો ભય હતો; તેમ મધ્યહિંદુસ્તાનમાં ઘણાકાળથી ફાંશીઆ, અને ઠગલોકોની અતિશય પીડા હતી. તેઓ વટેમાર્ગુઓ સાથે મળી જઇ, પાછળથી તેમને ફાંસો દઇ મારી નાંખી, તેમનો માલ લૂટી લેતા. ખૂબસુરત સ્ત્રી, પુરૂષોને વહેમને લીધે પોતાની દેવી પ્રસન્ન થશે એમ ધારી બળિદાન આપવાને ઉચકી જતા. ને એ પ્રમાણે તરેહવાર વેષ ધારણ કરી તેઓ હરેક રીતે પોતાના પંઝામાં આવેલાશખ્સને પાયમાલ કર્યા વગર રહેતા નહોતા. આવા ઠગ લોકોનું એક ટોળું, થોડેક દૂર જતાં, પેલા બંને જુવાનોના જોવામાં

આવ્યું, પણ તેમને તે લોકોની કેટલીક રીતભાતની માહિતી હોવા-થી, તુર્ત તેમણે સમયસૂચકતા વાપરી કેટલોક સંકેત કરી એકબી-જામાં ધક્કા મુક્કી ચલાવવી શરૂ કરી એટલામાં ઠગ લોકોનું ટોળું તે-મની છેક નજીકમાં આવી પહોંચ્યું, ને તેમણે પેલા અરસપરસ લ-ડાઇ કરતા પુરૂષોને ઉભા રહેવાની ધમકી દીધી; પણ સામતે તેમ-ના આવતાં વેંત કહેવા માંડ્યું, કે "ભાઇ સાહેબો તમારા સ્નેહી રાયપુરના મામાજી ઠગનો હું પરમ દોસ્ત છું. ને તેમણે તમારી દેવી-ને ભોગ ધરાવવાને, આ મારી સાથે એક બત્રીસ લક્ષણો રાજકું-વર મોકલ્યો છે. તે તમને જોઇને નાસવા માંડતો હતો, પણ ત-મારા આવતા સુધી મેં તેને જવા દીધો નહીં, તો આ પુરૂષને હવે તમારા કબજામાં લઇ, મને કંઇક નિશાની આપો, કે હું પાછો મા-લાભાઇને આ ખબર કહી ઠપકામાં આવું નહીં. બુદ્ધિચાતૂર્ય આગળ બળવાન મૂર્ખનું શું ચાલે? ને સ્વાર્થને અંગે કોણ અંધ બનતો નથી? તેમાં વળી પોતાની જીંદગીમાં કદી ન જોએલા દેવાંશી રાજકુંવર પુષ્કળ ઘરેણાગાંઠા સાથે પોતાને સહજ પ્રાપ્ત થાયછે, તો કેમ ના પડાય? તુર્ત ઠગ લોકોએ તે રાજકુંવરને પોતાના કબજામાં લઇ લીધો, અને દેવી આપણા ઉપર પારાવાર ખુશ થઇ, આપણને અઢળક ધન સંપત્તિ આપશે, એવો વિચાર કરી આનંદ પામતા તેઓ પોતાના મુકામ તરફ વળ્યા. તેમણે સામતને થોડા દિવસ પોતાને ઘેર રહી મ-હેમાન થવાનો આગ્રહ કરી સાથે લીધો હતો. રસ્તામાં રાજકુંવરે સામત વગેરેને ગાળોનો વરસાદ વરસાવી કંઇ કંઈ ઢોંગ કરવા માં-ડ્યા. પેલા ઠગ તેને ધમકી આપે, વળી ઘડિક શાન્ત પડે, પાછો બક બક કરે. એમ કરતાં કરતાં સઘળું સરઘસ, પેલા હરામખોરોના મુ-કામ આગળ આવી પહોંચ્યું. ઠગ લોક હમેશાં પર્વતોની ઊંડી ગુફાઓમાં

માં મોટાં મોટાં ભોંયરાં બનાવી, ઘણી ગુપ્ત જગાગાં પોતાનો નિવાસ રાખેછે—સાતપૂડા પર્વતના એક ભાગમાં તેમનું રહેઠાણ હતું. પ્રથમ એક સરખી જમીન ઉપર એક સાધારણ કૂવાના ઘેરાવા જેટલું બાકું જણાયું, તેમાં સર્વ ઉતર્યા, ત્યાંથી ધીમે ધીમે આગળ ચાલતાં એક પત્થરની મોટી શિલા ઢાંકેલું નાળીયું આવ્યું તેમા પેઠા, ને તેમાં થઇ આગળ ગયા તો, એક મોટા વિશાળ ઓરડો આવ્યો તેમાં સર્વ બેઠા પછી ઓરડાના મધ્ય ભાગમાં જ્યાં આગળ પકડી આણેલા માણસોને રાખવાની જગા હતી તેમાં રાજકુંવરને પૂર્યો, પણ તેમાં કંઇ કેદખાના જેવું નહોતું. ચોતરફ સુખેથી હરવા ફરવાની છૂટ હતી, પરંતુ તે છૂટથી પલાયન કરવાનો લાભ એકદમ લેવાય તેવું હતું નહીં. થોડે દહાડે તે ઠગ લોકોએ સામતસિંહને એક ઉમદા દાગીનો ભેટ આપી રજા દીધી, ને પોતાનો પાપી પેશો આગળ ચલાવવા મંડયા. દિવસે દિવસે તેમને અધિક લાભ મળવા લાગ્યો, તેથી તેમણે સત્વર હવે પોતે પકડી આણેલાં માણસોનો ભોગ આપવાની સામગ્રી કરવા માંડી. જંગલમાં થોડેક દૂર ઘટ્ટ ઝાડીમાં તેમની માતાનું સ્થાનક હતું, ત્યાં સર્વ ક્રિયા થતી હતી. પ્રતાપસિંહ પોતાના મિત્રની રાહ જોતો બેઠો હતો. કોઇ કોઇ વાર પોતાની પ્રાણ પ્રીયાનું સ્મરણ થઈ આવતાં તે એકાંત બેસી રૂદન કરતો, ને પરમ કૃપાળુ પાસે સત્વર મેળાપ કરાવવાની વિનતિ કરતો હતો. એક દિવસ પોતે આજુબાજુ ફરતો હતો, તેવામાં કોઇ વિલાપ કરતી દુઃખીઆરી અબળાનો અવાજ તેને કાને પડયો, તેથી તેણે આગળ જઇ તપાસ કરી તો, એક સુકુમાર બાળા પોતાને સાસરે જતાં, રસ્તામાં આ પાપીઓના હાથમાં પોતાની મેળે સંપડાઈ ગયેલી જણાઈ, ને તેનો પણ આ રાજકુંવર સાથેજ ભોગ આપવાનો ઠરાવ કર્યો હતો.

પ્રતાપસિંહે તેને હિંમત આપીકે, હવે ટુંક મુદતમાં પોતાની

સાથેજ તેનો છૂટકો થશે. ચોતરફ ફરવા હરવાની છૂટ હતી પણ પેલા ઠગ લેકો એકબીજા બંદીવાનને ભેગા થઇ વાતો કરવા દેતા નહોતા, તેથી પ્રતાપસિંહ તે બાઇને વધારે વખત ગણી, તેની સર્વ હકીકત જાણવાની ઇચ્છા પૂર્ણ કરી શક્યો નહીં. કેટલેક દિવસે ઠગ લોકોએ પોતાની દેવીને બળિદાન આપવાને પેલાં બંને બંદીવાનને ભોંયરા બહાર કાઢ્યાં, અને તેમને કંઇ પણ ખબર ન પડે તેમ, આનંદી ચહેરે જંગલ લીલા દેખાડવાને લેઇ જતા હોય, તેવો ઢોંગ તેમણે કરવા માંડ્યો, પરંતુ બંને બંદીવાન તેમની ક્રુર કૃતિથી અજાણ્યાં નહોતાં. પ્રતાપસિંહે જોકે સારી પેઠે હિંમત દીધી હતી, તો પણ પેલી બાઇના તો શામજ રમી ગયા, કે નક્કી પોતાનું હવે આવી બન્યું. ધીમે ધીમે બધું મંડળ સર્વ સામગ્રી સાથે પોતાના ઘોડા હથિઆર વગેરે લેઇ માતાના દેવળ પાસે આવી પહોંચ્યું. ત્યાં પહોંચ્યા બાદ તેમણે પેલાં સ્ત્રી પુરૂષને દેવીના દ્વાર પાસે બેસાડી, પોતાની મલિન ધર્મ વિધિ કરવા માંડી. આજુબાજુ અગ્નિકુંડ સળગાવી તેમાં જવ, તલ, ઘી, શ્રીફળ વગેરે હોમી બધું જંગલ સુવાસિત કરી મૂક્યું, અને ત્યાર પછી તેઓ માતાના ઓટલા આગળ અર્ધ ચંદ્રાકારે ગોઠવાઇ, પોતાનાં હથિઆર, ઘોડા વગેરે સામાન દૂર મૂકી, પ્રાર્થના કરવા લાગ્યા. જેવા તેઓ એકસાથેજ માતાને નમન કરી ઉભા થવા જાયછે તેવામાં તો; એક વિકાળ ચહેરાનો, કાળા રંગનો, છૂટા કાળા કેશવાળો, ખોપરીમાંથી જાણે લોહી ટપકતું હોય તેવો, રક્ત લોચની, બંને હાથમાં બે મોટાં ભુંગળાં પકડેલો, ખાઉં ખાઉં કરતો ખવીસ, એકદમ દેવળમાંથી નીકળી, ઠગોના મોં તરફ પેલાં બે ભૂંગળાં ફેરવી, તે ભૂંગળાંમાં રહેલી ઝીણી ઝીણી કણીઓ વડે તેમને ચક્ષુઅંધ કરી, સબળે ધૂમાડાના ગોટેગોટ ઉડાવી, પેલાં પાસે બેઠેલાં

સ્ત્રી પુરૂષને ઘોડાપર બેસાડી, ઠગ લોકનાં હથિયાર વસ્ત્રાદિક હરણ કરી, જંગલ તરફ અગિઆરાજ ગણી ગયો. પેલી સુકુમાર બાળા તો, આ અદ્‌ભૂત બનાવથી છકજ થઈ ગઇ હતી, પણ પ્રતાપસિંહે ધીરજ દેવાથી જરા શાન્ત થઇ, તે વગર બોલે ચાલે, તેની સાથે ઘોડે સ્વાર થઈ ચાલી નીકળી. વહેમી અને ભોળા, પણ ક્રુર કર્મી ઠગ લોકો તો; "અરે! આપણાથી દેવીનો કંઇ ભારે ગુનો થઇ ગયો હશે, ને તેથી તેણે કોપાયમાન થઇ, આપણી પ્રાર્થના ન સ્વિકારી, આમ હેરાન કર્યા હશે." એવી રીતે નીચું મોં રાખી બોલતા બોલતા, આંખો ચોળતા, એક ઉપર એક લથડી પડયા. પડયા તે પડયા, ને હમેશાને માટે રડયા. કેફ અને ઝેરની ઝુમમાં બળ્યા બળ્યા થઇ, થોડી વારે એ નરપિશાચો પોતાના પેદા કરનારની હજુરમાં, બૂરાં કૃત્યનો બદલો માગવા રવાના થયા.

પેલો રાક્ષસી પુરૂષ, અને બે બંદીવાન તો ક્યારનાંએ, દુષ્ટ દૈત્યોના પંઝામાંથી છૂટી ઘોડે સ્વાર થઇ ઘણે દૂર નીકળી ગયાં હતાં. તેમને તો ભરોસોજ હતો કે, આ દુષ્ટકર્માચારીઓ કદિપણ પાછા ઉઠવાના નથીજ, તેથી તેઓ છેટેની એક એકાંત જગાએ ઉતરી પડી આરામએશ લેવા બેઠાં. પછી પેલાં સ્ત્રી પુરૂષને ત્યાં આગળ બેસાડી પેલો વિક્રાળ દૈત્ય, તેમને માટે વન ફળ તથા પાણી લેવાને ગયો. અચાનક બયાબાનમાં કેટલેક દૂર નીકળી પડતાં તેણે છેટેથી એક ઝુંપડી જેવું જોયું, અને તે માણસનું કૃત્ય છે, તો તેનો કર્તાપણ તેમાં હોવો જોઇએ એમ અનુમાન કરી તે તરફ તે ચાલી નીકળ્યો. ઝુંપડી પાસે જઇ પહોચતાં તેણે હરણનાં બે ત્રણ નાનાં બચ્ચાં એક સાદાપણ સુંદર બાગમાં બેઠેલાં જોયાં, તે પરથી તેનું અનુમાન સત્ય ઠરવાની તેને આશા બંધાઇ તે ઝુંપડી તાડપત્રથી છાઇ દીધેલી,

ચોખૂણાકારની, આજુબાજુ નાનાં નાનાં જાળીઆં મૂકેલી, અને શિંખરપર ભગવી ધ્વજા ફરકતી, સાદીપણ મનમોહકકૃતિથી બનાવેલી હતી. પર્ણકૂટીમાં જઇ તે હિંમતવાન નરે ઉંડી નજરે તેમાં જોયું. તો; એક વૃદ્ધ યોગીરાજ આખે શરીરે ભસ્મ લગાવી, મજબૂતવજ્ર કચ્છ મારી, ગૌમુખીમાં હાથ રાખી, મૃગચર્મ ઉપર બેઠા બેઠા આંખો મીચી કંઈ ઇશ્વર સ્તૂતિ કરતા દેખાયા. થોડીકવાર તે શખ્સ પેલા યોગીરાજ તરફ એકી નજરે જોઈ રહ્યો, અને પછી મહારાજે ચક્ષુદ્વાર ખુલ્લાં કર્યાં ત્યારે તેમને સાષ્ટાંગ નમન કરી પગે પડયો. મહારાજે, "**बच्चा खुश रहो**" એમ આશિષ દીધી, ને તેની સાથે કેટલીક વાતચિત ચલાવવા માંડી. પ્રથમ મહારાજે તેને આ વિચિત્ર સંસારની દુઃખમય જંજાળ વિષે બોધ દેવો શરૂ કર્યો કે;—પ્રાની વિશ્વસાગરમાં દરેક માણુસ સુખની અભિલાષા, અને દુઃખની નિવૃત્તિ ઈચ્છેછે, પણ પોતાનાં અજ્ઞાન ચક્ષુ તથા મિથ્યામોહ પ્રપંચને લીધે તેઓ સુખ મેળવવાનો ખરો માર્ગ ખોળતા નથી તેથીજ દુઃખી થાયછે. ચંચળ મનને નિશ્ચળ કરવું, એજ મોક્ષમાર્ગમાં પ્રવેશ કરવાનું મુખ્ય પગથીયું છે. કામ ક્રોધાદિક પંચ વિકારોને પોતાનાપર સત્તા ચલાવવા ન દેતાં, પોતેજ તેમને કબજામાં રાખવા જોઈએ. દુનિઆમાં જે જે વસ્તુ આપણને સુખકારી જણાયછે, તેજ પરિણામે દુઃખકારક છે. જે બાળ બચ્ચાં માટે આપણે અથાગ શ્રમ વેઠી તેમનું લાલનપાલન કરીએછિયે, ને અલ્પસુખમાં આનંદ પામીએ છિયે, તેજ સુખકારક વસ્તુનો વિયોગ થતાં, આપણને અતિશય દુઃખ ઉત્પન્ન થાયછે. બુઢ્ઢા મહારાજની આટલી પવિત્રવાણી સાંભળી પેલો સામે બેઠેલો પુરૂષ બોલ્યો. મહારાજ? વળી એમ તે હોય? આવો દાખલો તો આપની પાસેજ સાંભળ્યો. બાળબચ્ચાં વડે

તો ઘડપણમાં સુખ પામી આપણે ઇશ્વરભજનમાં પ્રવૃત્ત થઇએ છિયે. તેમાં દુઃખ શું ? અમે તો આ જંગલમાં ફરી બાળબચ્ચાંવડે આનંદ માણીએછિએ, ને આપ કેમ કંટાળી જાઓછો? મહારાજ બોલ્યા કે, બાઇ? એ વાત ઝાઝી છેડવામાં માલ નથી, પણ કહે? તને મારા વચનપર વિશ્વાસ બેસે છે કે નહીં? પેલો પુરૂષ મહારાજ પાસેથી તેમની કેટલીક ગુહ્ય વાતો કહાવવાને ઇરાદે જરા અજ્ઞાનપણું બતાવી તેમને સાબારી આપતો જઈ, હાજી, હા કહે જતો હતો. તેણે કહ્યું. વાહ મહારાજ? આપ વૃદ્ધ, પવિત્ર, જ્ઞાની અને સંસારમુક્ત મહદ્‌ગુરૂજીના વચનમાં અવિશ્વાસ હોય? કૃપાકરી આ અજ્ઞાની નમ્ર સેવકને આપનું ખરૂં તારતમ્ય જણાવવા કોઇપણ રીતે ખંચાશો નહિ, એવી સંપૂર્ણ આશા છે. મારે ઘરસંબંધી ઘણું કામ અત્યારે કરવાનું છે, પણ આપના અતિ રસિક બોધથી તલ્લીન થઇ મારાથી જવાતું નથી. હવે આપની આંતરિક બીના નિઃશંકપણે સેવકને નિવેદન કરો.

યોગીરાજ બોલ્યા—સાંભળ બચ્ચા. મારા પોતાપરજ ગુજરેલી અનુભવ સિદ્ધ, સંસાર દુઃખની વાર્ત્તા તારા આગળ ખુલ્લા દિલથી કહુંછું. મારી એકની એક પરમ લાડકવાઇ કન્યા, અને તેની સાથે મેં ઉછેરેલી એક સદ્‌ગુણી રજપૂત કન્યા, એ બંનેને મેં અતિશ્રમથી વ્યવહારિક, પારમાર્થિક વિષયમાં સારી રીતે પારદર્શી કર્યાં હતાં. તેમને જોઇ હું મારી વૃદ્ધાવસ્થા આનંદમાં ગાળતો હતો. એવામાં સંસારચક્રની વિચિત્રગતિને લીધે, પ્રથમ રાજકુંવરીનું, અને ત્યારપછી મારી વહાલી દીકરીનું હરણ થતાં, આ સંસાર મને વિષવત્ લાગ્યો. તેથી મેં સર્વ ઉપાધી દૂર કરી છેવટે પરમાત્માનું ચિંતવન કરી અખંડાનંદમાં મગ્ન રહી મારૂં બાકી રહેલું આયુષ્ય પૂરૂં

કરવાનું ધારી, આ સ્થિતિ ગ્રહણ કરી છે. આટલું બોલતામાં તેની આંખ સજળ થતી જણાઈ, અને વાણી ગદગદિત થઈ. એ સાંભળી પેલા સામે બેઠેલા પુરૂષને શ્રીદેવી વિષે કંઈ શક આવવાથી, બુઢ્ઢા બાવાને પોતાના દિલનો પડદો ખુલ્લી રીતે બોલવાનો અત્યાગ્રહ તેણે કર્યો. તેથી તેમણે અથર્થી ઇતિ સુધી સર્વ હકીકત કહેવા માંડી. ત્યાં તો પેલો પુરૂષ એકદમ તેમના પગમાં પડી, "અરે મારા પવિત્ર મહારાજ, તમે અહીં ક્યાંથી?" એટલું બોલી મુર્છાગત થયો. બુઢ્ઢા યોગીરાજ પણ સાનંદાશ્ચર્ય પામ્યા. અને તેમની અજાયબીનો પાર રહ્યો નહીં. તેમણે ધાર્યું કે, ખરે! આ મારો કોઇ ઓળખીતો શખ્સ હોવો જોઈએ. પછી તેને પાણી છાંટી શાન્ત પાડી, તેની ખરી હકીકત જાણવાની મહારાજે ઈચ્છા કરી, તેથી તેણે પોતાની તમામ વાત કહી દીધી. એટલું બન્યા પછી તેઓ, પેલાં બંને સ્ત્રી પુરૂષ જ્યાં આગળ બેઠાં હતાં ત્યાં આવી પહોચ્યા. યોગીરાજ દૂરથી પોતાની પ્રાણાધિક બાલિકા, અને પ્રેમમૂર્ત્તિ રાજકુમારને જોઇ, હર્ષાશ્રુથી એકદમ તેઓ તેમને ભેટી પડ્યા. આહા? શું આનંદ સાગરની લહરી છૂટી રહી છે?. પોતાના ગુમ થયેલા બાળકને લાંબી મુદતે જોઈ તેનાં માબાપને, અતિ ક્ષુધાતુર ને અન્નથી, ચાતકને મેહના ટીંપાથી, અવાચક પશુ પંખીને પોતાનાં પ્યારાં બચ્ચાં મળવાથી, અને મયુરને મેઘ રાજાની પધરામણીથી જેવો આનંદ થાય; તેથી અધિક આનંદ આ વેળા સર્વેના મુખકમળ ઉપર પ્રકાશી રહ્યો હતો. થોડી વારે બધાં શાન્ત થયાં, અને એકબીજાની વિતક વાત અરસપરસ જાણી લીધી. પછી તેમણે શ્રીદેવીના પત્તા વિષેની દુઃખદાયક બીના વર્ણવી, નાસ્તો લેવા માંડયો. મહારાજે પ્રતાપસિંહનો, અને પ્રતાપસિંહે સામતસિંહનો અતિ આભાર માન્યો.

બુઢ્ઢા યોગીરાજ તે સુવર્ણપુરના પુરોહિત; જેમણે પોતાની પ્રાણુ-પ્રીય રાજકુંવરીના હરણની ખેદકારક બીના બનવાને લીધે, તથા વ-ળી ટુંક મુદતમાં પોતાની પ્યારી દીકરીનું ગુમ થવાનું સાંભળી, આ ફાની વિશ્વ પર ધિક્કાર લાવી, એક જંગલમાં જઇ, ઇશ્વર ભજન-માં કાળક્ષેપન કરવાનો વિચાર કર્યા હતો તે હતા. મહારાજની સાથે વિચિત્ર વેષધારી વાતચિત કરનાર તે, આપણા વીરનાયક પ્ર-તાપસિંહનો જીવજાન સ્નેહી સામત; જેણે અલૌકિક રાક્ષસરૂપે બ-ની, પોતાના જાની રાજકુંવર તથા શાંતિરામ પુરોહિતની દીકરીને પેલા ઠગ લોકોના ફાંસામાંથી છોડાવ્યાં હતાં; અને રાજકુંવરનું ચ-રિત્ર તો તમારાથી અજાણ્યું નથીજ. ચારેજણા એક બીજાને ઓળ-ખી, ઘણે દિવસે પણ પરમ કૃપાળુની સહાયવડે, આવા વિકટ વનમાં અરસપરસ મુલાકાત થઈ, તેથી તેમણે જગન્નિયંતાનો અતિ આ-ભાર માન્યો. શ્રીદેવી માટે ઘણી જગાએ પેલા બંને દોસ્તો, કઠણ કષ્ટ વેઠતા તપાસ કરતા હતા, તેમ પેલા બુઢ્ઢા મહારાજે પણ કંઈ બાગી રાખી નહોતી. પોતાની પ્રાણ સખીને માટે પ્રભાવતીએ પ-ણ ઘણી દિલગીરી બતાવી. આખરે તેઓએ એવો ઠરાવ કર્યો કે, મહારાજે પોતાની દીકરીને લઇ તેને સાસરે જઇ રહેવું, અને પ્રતા-પ તથા સામતે શ્રીદેવીની તપાસ માટે હજુ અધિક પર્યટન કરવું. વૃદ્ધ મહારાજે તેમની સાથે જવાનો ઘણોએ આગ્રહ જણાવ્યો, ને પોતે અતિશય દિલગીર થયા, પરંતુ વૃંદ્ધાવસ્થાએ, રસ્તાનાં અ-સહ્ય કષ્ટ આપનાથી સહન નહીં થાય, તેમ શ્રી પરમ કૃપાળુ, આ-વા આલ્હાદિત મેળાપની પેઠે, આપના પુન્ય પ્રભાવથી, સત્વર સર્વ સંકટ દૂર કરી, ટુંક મુદતમાં પાછો બધાને મેળાપ કરાવશે, એમ-ધિરજ દઇ તેમને શાન્ત પાડી થોડેક દૂર સુધી મૂકી આવી પેલા બં-

ને દોસ્તોએ પાછી વિકટ વૈરાનની આડી વાટ લીધી. કોઇવાર વનમાં હિંસક પ્રાણીના થતા હુમલા, તેનાથી પોતાનો ઘણી મુશ્કેલીથી બચાવ કરવો, કોઈવાર દુધ સાકર જેવાં સ્વાદિષ્ટ ભોજન સિવાય બીજી વસ્તુનો આહાર નહીં કરેલાને વનનાં ફળ ફૂલ ખાવાં, અને કોઈવાર તો તેના પણ કડાકા, તથા તેની સાથે તૃષા, તાપ, ટાઢ અને વરસાદનાં અગણિત કષ્ટ; એ બધું દુઃખ, ફકત પોતાની પવિત્ર ટેક સાચવવાને માટે સહન કરતા; બંને દોસ્તો શ્રીદેવીની શોધ માટે કેટલેક દિવસે સુંદરપુર નામે શહેરમાં ભેગા થવાનો નિશ્ચય કરી જૂદે જૂદે ઠેકાણે ભ્રમણ કરવા લાગ્યા.

———o———

## પ્રકરણ ૬ ઠું.

એક સૂકો પ્રદેશ, રણપ્રદેશ, ઝાડપાનનું જ્યાં મુદ્દલ નામ નહોતું, પીવા પાણીતો ક્યાંથીજ હોય? ઝાંઝવાંનું પાણી જોઇ બિચારાં ગરીબ હરણાં પોતાની તૃષા છીપાવવાની આશાએ, જાણે મોટાં સરોવર ભર્યાં હોય, તેમાં મીઠું નિર્મળ પાણી મળશે. પાણી? તું પ્રાણી અને વનસ્પતિ માત્રનો જીવ, અરે તારી શું કિંમત છે? તે આવે ઠેકાણેજ જણાય. ચારે તરફ જાણે સુંદર, કાચ જેવા સ્વચ્છ પાણીનાં સરોવર લહેકા લેતાં હોય! આ જોઇ, બુદ્ધિ એ જેનું ધન છે, એવો માણસ પણ તૃષાતુર હોય તો ભૂલાવામાં પડી અથડાય, તો આ જ્ઞાનશકિત રહિત પશૂઓ, જેની પાસે દોરી, લોટા આદિક કંઈ સાધન નથી, પાસે પાણી રાખવાને કંઇ પાત્ર નથી, અને પડ્યું પાણી પીનારાં, તે તૃષાતુર થઈને આમ તેમ ગોથાં ખાય તેમાં શી નવાઇ? અરે! પાણી જોઇ ખુબ ઝપાટાબંધ દોટમૂકે, તેમતેમ તે દૂર નાસતું જાય, વધારે દોડવાથી વધારે તૃષા લાગે, વળી ઉપર નીચે

સખ્ત તાપ, રેતાળ અને ખારોડ ધરતી, એટલે તાપ વિશેષ લાગે, છાયાનું તો નામજ નહીં, જ્યાં ઉભાં રહે ત્યાં સરખુજ. આવો નિર્મળ પ્રદેશ, આ વખતે અનેક પશુ પક્ષીઓને દુઃખ આપતો હતો; તેમાં એક મુસાફર ઘોડેસ્વાર થઇ પોતાના ઘોડાને પૂર પાટીએ મૂકેલો, ઘોડો ક્યાં જાયછે? તેનું તે મુસાફરને કંઈભાન રહ્યુ નથી, બે દિવસથી અન્નજળ મળ્યું નથી, કંઠે કાંટા પડ્યાછે, જીભે કાચળી પડી તે તદન શુષ્ક થઈ ગઈ છે, મોમાં થુંકનું તો નામ નથી, આંખે તમર આવેછે, પોતે ક્યાં અને કેવી સ્થિતિમાં છે? તેનું પણ ભાન હવે ભૂલાતું જાયછે, ઘોડો લઇ જાય ત્યાં જવું એમ નક્કી કર્યુંછે, ઘોડો પણ તેજ હાલતે આવી પહોચેલોછે, માટે કોઈ પાણીવાળી જગાએ એ લઇ જશે એમ ધારી, લગામ છૂટી મૂકીછે. પોતાને ભાન રહ્યું નથી, હવે ઘોડામાં પણ કૌવત રહ્યું નથી, તોપણ પોતાની જાતની આબરૂ સાચવવા તે ગથન કરેછે. એવામાં મધ્ય રણમાં ઘોડો ચકરી ખાઇ પડ્યો, તેના પર બેઠેલો મુસાફર તો તદન બેભાન હાલતમાંજ હતો, એટલે તે પણ તેની જોડે હમેશની અઘોર નિંદ્રા ઘોરવા લાગ્યો. ઘોડો થોડીવાર તરફડીયાં મારી, તૃષા અને ઉની રેતીથી બહાર અને અંદર બળતો, ઇશ્વરની હજુર પશુ યોની ફરીથી ન આપવાની વિનતિ કરવા ગયો. આ બધું દૂર આવેલી એક ઝુંપડીમાં બેઠેલી વૃદ્ધ ડોશી, કે જે ત્યાં કોઇ શેઠ શાહુકારના પૈસાથી પરબ માંડી બેઠી હતી તેણે જોયું. તે પોતાના હાથમાં તૃષાતુરને અમીરૂપ નિર્મળ જળના બે લોટા લઇ એકદમ દોડી આવી, તેણે પેલા મુસાફરની આંખ અને મોં ઉપર પાણી છાંટી, ટીપે ટીપે મોઢામાં પાણી રેડવા માંડ્યું, તેમ હાથ પગનાં તળીઆં ઉપર પણ નાંખ્યું. આ બધા ઉપચારથી તથા સૂર્ય પણ પશ્ચિમમાં નમતો ચાલ્યો

એટલે કાંઇક ઠંડક તેને થવા લાગી. અર્ધ શુદ્ધિમાં આવી તે મુસાફર બકવા લાગ્યો કે; હે પ્રભૂ! હે મારા પૂજ્ય પિતા વિસળદેવ અને અનુપમ પ્રેમી માતા વિમળાદેવી તમે મને સહાય થાઓ. અરે! સ્વર્ગમાં બેઠાં સહાય કરો! હું તમારી પ્રિયપુત્રી શુદ્ધ પતિવ્રતા છતાં, આ શિકારી સરદાર મારૂં શિયળ ભંગ કરેછે. વળી બેભાન બની, થોડીવારે વધારે પાણી છાંટી પેલી ડોશીએ તેને ઢંઢોળી, આસનાવાસના કરી કહ્યું કે, "બેન! અહીં તારાપર કોઇ જુલમ કરતું નથી. ઇશ્વરે તારો પ્રાણ બચાવવા મને મોકલીછે, સાવધ થા." આવી દુર્ઘટ અવસ્થામાં આવો મિષ્ટાલાપ સૂણી તે ઝબકી ઉઠી, અને આજુબાજુ જોયું તો એક વૃદ્ધ ડોશી પોતાની પાસે બેઠીછે, ઘોડો મરણ પામેલો પડયોછે, અને આજુબાજુ બીજું કોઇ નજરે આવતું નથી. થોડીવારે તેણે ડોશીને પૂછયું, માજી તમે કોણ છો? અહીં ક્યાંથી? ડોશી બોલી-અહીં પરબ માંડી પાણી પાઉછું, તમારી આ સ્થિતિ જોઈ અહીં આવી. સુભાગ્યે તમે બચ્યાં, બંને જણાં પછી છાપરીએ ગયાં, અને ડોશી, પોતાની પાસેથી કંઇ ખાવાનું આપી બાજુપર તેને સૂવાનું કહેછે. તે સૂઈ રહ્યા બાદ પાણી લાવનારી એક બીજી બાઇ ત્યાં હાજર થઇ, તેની સાથે પેલી ડોશી ગુપચુપ વાતો કરવા લાગીકે;—આપણે બંનેને ગધેડાપર બેસાડીને દેશપાર કરનારી દીકરી આજ આપણા હાથમાં આવીછે, માટે વૈર વાળવાનો ઠીક સમય છે. બીજી બોલી તેં કેમ જાણ્યું? ડોશી કહે, તે બેભાન અવસ્થામાં બોલી ગઈ છે. સવાલ-તે તો મણિપુરના શાન્તિરામ નામે મહારાજને ત્યાં રહેતી હતી. જવાબ તેજ આ. ત્યારે ઠીક, હવે વેર શી રીતે લઇશું? વાહ! બેન એમાં તે શું પૂછેછે? આપણા પાટવી કુંવર ભીમસિંહને જો આ ખુબસુરત સ્ત્રી નજર કરીશું, તો આપણી ભવની ભાવટ જશે, ન્યાલ થઇ જઇશું,

અને આવી ત્રાસદાયક મહેનતમાંથી છૂટીશું. બંને જણાં એકમત થયાં, અને સાંજ થવા આવી હતી તેથી પેલી બાઈને ઊઠાડી થોડું ખાવાનું હતું તે ત્રણે મળી ખાઇ, પાણી પીને વાતો કરવા બેઠાં. ડોશી તેને પૂછેછે. બેન ? તમને હવે શાન્તી તો છે ? અરે મહારાજા વિસળદેવ, અને મહારાણી વિમળદેવીનાં શું વખાણ કરીએ ? પણ હોનાર વાત બની ગઈ. કુંવર પણ નહીં કે વેર લે, હશે, આ બા જીવતાં રહ્યાં છે, તો સૌ સારાંવાનાં થશે, પણ બા ? તમે શાન્તિરામ પૂરોહિતનું ઘર છોડી અહીં ક્યાંથી આવી ચડયાં ? અમારાં ધન્ય ભાગ્ય ! કે સેવા ચાકરી કરી લ્હાવો લેવાશે. અરે! તમે અમારાં અન્નદાતાનાં છોરૂ છો, મહારાજા રણમાં ચડી સ્વર્ગે પધાર્યા, એટલે અમારી પ્રતિપાલના કોણ કરે? તેથી તે વૈરાન જેવું લાગતું શહેર છોડી, અહીં આવી મહેનત મજુરી કરી પેટ ભરીએછિએ. અમે મહારાણાની હજુરમાં કામ કરતાં હતાં. બા તમે તો તે વખતે માત્ર બેજ વરસનાં હતાં, આ તમામ સાચી વાત, તેમ પોતાને આ ઓળખેછે, આ જોઇ પેલી દુ:ખીઆરી બાળાને તેમનાપર ભરોસો બેઠો, કે તેઓ મારાંજ માણસ છે, તો મને દગો દેશે નહીં, અને મને પાછી શાન્તિરામ પાસે પહોચવાને મદદ કરશે, વળી અહીં પુરપનું તો નામજ નથી; એમ ધારી તે ત્યાં નિશ્ચિંત પણે રાત વાસો રહી. બે દિવસથી અન્નપાણી મળ્યું નહોતું, જરાપણ વિરામ લીધા વગર મુસાફરી ચાલુ રાખી હતી, તેથી ઘણો થાક લાગ્યો હતો. આ બધાં કારણથી નિંદ્રાદેવીનું જોર વધવા લાગ્યું, ને અલ્પ પ્રલયનો પરમાનંદ લેવા લાગી.

રાત્રિના દશ વાગ્યાછે, મહારાજા કરણસિંગની કચેરી સમક્ષ નૃત્ય ગાન મચી રહ્યુછે. તેવામાં તેનો કુળ અંગાર પાટવી કુંવર પાસેના-

ઓરડામાં એક વૃદ્ધ બાઈની જોડે કંઈ છાની મસલત-કરતો હતો. મસલત થઇ અને વાત જાણી અતિ ખુશાલીના આવેશમાં આવી ગયો હોય એમ, તેના ચહેરાપરથી જણાતું હતું. તેણે પેલી ડોશીને પુષ્કળ નાણાં નવાજવાનું વચન આપ્યું, પણ પોતાના પિતાના ભયથી એમ ઠરાવ કર્યો કે, પેલી કોમળ યુવતીને પોતાની બેન સુજાણબાને ભણાવવા માટે હાલ રાખી લેવી, પછીથી સૌ અનુકુળ થશે.

સવારે સર્વ ઉઠયાં, બેનને જંગલમાં રાખવાં, એ જોખમ ભરેલું-છે માટે ગામમાં આપણે ઘેર લઈ જઈએ, એમ કહી ગામમાં ગયાં, અને ત્યાં ગયા પછી તે બાઇને આડું અવળું સમજાવી દરબારમાં મહારાણી પાસે લઇ જઇ તેનાં વખાણ કરી કહ્યું કે, આ મારી બેનની દીકરી મારે ત્યાં થોડા દિવસ રહેવા માટે આવ્યાંછે, તેઓ બહુ વિદ્વાન છે. સ્ત્રી જાતને જોઈએ તેથી અધિક જ્ઞાન તેઓ ધરાવેછે, તમામ બાબતમાં કુશળ છે, રાણીજીએ આગળથી સૂચના કરી રાખ્યા પ્રમાણે પોતાની પુત્રીને ભણાવવા આવવાનું કહ્યું ને પગાર બાંધી આપ્યો. સૌનો આગ્રહ, વળી રાજા રાણીની ખ્યાતિ સારી સાંભળી હતી એટલે તે બાઇથી ના પડાઈ નહીં. રોજ બપોર પછી બે કલાક ભણાવવા આવે, અને પછી ડોશીને ઘેર જઇ સુખે દિન નિર્ગમન કરે, પણ પોતાના મનની વાત તે બીજા કોઇને જણાવતી નહીં. એક દિવસે આ બાઇ રાજકુંવરીને ભણાવતી હતી તેવામાં એક પુરૂષે આવી રાજકુંવરીને કહ્યુ કે, બા? તમને માતુશ્રી બોલાવેછે, પછી સુજાણકુંવરી ઉઠીને ચાલી ગઈ, અને તેની પાછળ તેને ભણાવનારી ઉઠવા જાયછે, એટલામાં તો ઓરડાનાં બારણાં બંધ કરી તે મરદ કહેવા લાગ્યો કે;—પતિ વિનાની પ્રમદા શા કામની છે? તેમાં પણ તમારા જેવી સુકુમાર રૂપયૌવન તરૂણી? એકદમ આવાં વચન

સાંભળી તે બાઈ, પોતાને માથે આવેલી આફત સમજી ગઇ, તોપણ તેને આમ તેમ સમજાવવાનો યત્ન કરતી હોય તેવું ડોળ કરી, જેવો તે તેને ભેટવા જાયછે, તેજ વખતે તે દુષ્ટાચારીની કમરમાં ખોસેલી કટારી ખેંચી તે બાઇએ એકદમ તેના પેટમાં મારી, કે તરતજ તે જમીન ઉપર ઢળી પડયો. પછી તે નિર્વિઘ્ને પોતાને મુકામ ચાલી ગઈ. આ વાતની થોડીવાર પછી ખબર પડી, અને તપાસ ચાલી તો, મહારાણીએ પોતાના ભાઈનું અપકૃત્ય છાનું રાખવા, તેમજ કુંવર ભીમસિંહે પોતાનો મામો જ્યારે ત્યારે, આવા કામમાં આડો પડતો, તેથી તે કાંટો ઠીક પરભાર્યો નીકળ્યો, એમ મનમાં રાજી થઈ, તેમણે એવું ઠરાવ્યું કે તેણે આપઘાત કરી; અને તેનું કારણ, મહારાજાએ તેના બીજા કોઇ એવાજ કૃત્યને માટે ગઇ કાલે સખ્ત ઠપકો આપ્યો હતો એમ જણાવ્યું. ધીમે ધીમે બધું શાન્ત થયું, અને ભીમસિંહ પોતાના મનમાં હર્ષ પામ્યો, કારણ કે હવે તે પોતાનું કાર્ય નિર્વિઘ્ને પાર પાડી શકશે; પરંતુ આ બાઇની સાથે વધારે સાવચેતીથી કામ લેવાનું છે તેની એને ખાતરી થઈ હતી. પોતાની માતાને સમજાવીને તેણે પોતાના દરબારી મહેલના એક ઓરડામાંજ તે બાઇને રખાવી, કે તેને ભણાવા આવવા જવાનું અનુકુળ પડે, તેમ સુજાણબા પોતાની મેળે પણ જઇશકે. ડોશીના ગરીબ ઘરમાં ઠીક પણ લાગતું નહોતું તેથી તેણે પણ હા પાડી. પોતાને હાથે રાંધી ખાવું તેને વધારે પસંદ હતું, વળી પરાધિનતામાં પોતાનો નિત્ય નિયમ પણ સચવાય નહીં, તેથી એકાંતવાસમાં જૂદાં રહેવાનું તેને વધારે પસંદ હતું. રાજ્યમહેલમાં આવી રહી. રાત્રે પોતે એકલીજ પોતાના ઓરડામાં સૂએ છે. એકલા માણસને ભય, ચિંતા તથા વિચારનું પ્રાબલ્ય વધારે હોય છે, તેની પેઠે તેને પણ હતું. પોતાનાં દુઃખ સાંભરી આવવા-

થી તે વિચારમાં પડતી, અને કોઇ વખતે ઈશ્વર સ્તૂતિમાં વખત ગાળતી. એક દિવસ સૂતાં સૂતાં તેને વિચાર આવ્યો કે;–પેલો શિકારી મને પોતાને ઘેર અભય વચન આપી, બેન, બા કહી લઇ ગયો. મારા દુઃખમાં ભાગ લેનાર, અરે! પાપીના પંઝામાંથી મુક્ત કરનાર પોતે પણ પાપીજ નીવડશે; તેની મને અબળાને, અરે! જેણે તાપ ટાઢનું કે દેશ પરદેશનું મોં કદી જોયું નથી, અને જેને દુષ્ટ જનોનો કદી પરિચય નથી, તેમ વ્યવહારિક ભાર ઉપાડયો નથી, તેને શો ખબર પડે? તે શિકારી મને પ્રેમથી પોતાને ઘેર લઇ જાય છે, ત્યારે રસ્તામાં સિપાઈઓ અંદર અંદર કંઇક વાત કરતા હતા, તે જૂદી બોલીમાં હતી, છતાં તેનો ભાવ મારા સમજવામાં આવ્યો હતો, તેથી મને સાવધ રહેવાની અગમચેતી મળી હતી. ઘેર આવી સારી રસોઇ જમાડી, એક જૂદા ઓરડામાં પોતાની સ્ત્રીથી અલગ સૂવાડી, ત્યાંથી મારા મનમાં વધારે શક ગયો. પોતે આગળ પરસાળમાં સૂતો હતો, થાકેલો એટલે ભર નિદ્રામાં હતો, તેને મારવો સહેલો હતો, કારણ કે તેનાં હથિઆર ત્યાંજ ખીંટીએ લટકાવ્યાં હતાં, પરંતુ મારાપર ઉપકાર કરેલો તેને મારવાનું મને અઘટિત લાગતાં, ઓરડાની પછવાડેની બારી ઉઘાડી તો તેની પછવાડેના એકઢાળીઆમાં તેનો ઘોડો બાંધેલો હતો. સામાન નજીકજ હતો, તે મેં ઊતાવળે ઉતાવળે બાંધી લીધો, અને ધીમે ધીમે ખડકી ઉઘાડી, ઘોડાને બહાર કાઢી તેના ઉપર અશ્વાર થઈ તેને વહેતો મૂક્યો. ઘોડો પણ સતીનું સત્ રાખવા માટે અવતર્યો હોય તેમ, હું જેવી ઝડપથી હાંકતી તેવી ઝડપથી દોડયો જતો. આખર તેણે પાણીવિના પ્રાણ છોડયા, અને હું પણ પાણીવિના મરત; પણ અરે! તે શિકારીએ જેમ સ્નેહી બની શત્રુની ગરજ સારી, તેમ અહીં પણ બન્યું. શું દુનિઆં પાપી

ળ? ધર્મનો લોપ થયો? સત્ય સમૂળું ગયું ? સૌ સ્વાર્થનુંજ સગું છે ? અરે ! આ બાઇ, જે મારી માતુશ્રીની દાસી, તે પણ ભીમસિંહની સાથે સ્નેહ બાંધવાને ભલામણ કરેછે ? અને મને લલચાવવાને યત્ન કરેછે? હે પ્રભૂ! પવિત્રને પીડા કરવાને સૌ મથન કરેછે! આ શું! કાળનોજ મહિમા છે? ક્ષત્રિઓ, કે જે સ્ત્રી, ગૌ અને બ્રાહ્મણના પ્રતિપાળ ગણાય, અને શરણે આવેલાને સુખ આપવા તત્પર થાય, તેજ સતીઓની લાજ લૂટવાને તૈયાર થાય? અરે! જેના ઉદરમાં મારૂં અન્ન છે, તે પણ ધનની લાલચે મને પાપમાં ફસાવવાને માગેછે? ધન્ય કાળ! તારી બલિહારી! પ્રાચીન અનેક ચરિત્ર મેં વાંચ્યાં સાંભળ્યાં છે, તેમાં આવું કદાચજ જોવામાં આવેછે. આવા વિચારમાં ને વિચારમાં નિદ્રા દેવાને આધિન થાય છે. એકદમ ઓરડાનું બારણું ઉઘડયું, અને તેના ખખડાટથી જાગી ઉઠી જુએ છે તો, કુંવર ભીમસિંહ દીઠો. પોતે થોડો વખત તેનું નીમક ખાધું છે, આથી ધર્મ સંકટમાં પડી, કે આનો જીવ કેમ લેવાય ?

તેનાં ભલાં માબાપને આ એકજ દીકરો છે, તે બંને મારાપર અત્યંત પ્યાર રાખેછે, અને પોતાની દીકરી માફક મને ગણેછે. તેનો બદલો અતિક્રુરતામાં વાળવો, એ મારા જેવાનું કામ નથી. જોકે કુંવરતો તે શિક્ષાને પાત્ર છેજ. કુંવર પોતે પથારીપર બેઠો કે તુર્ત પોતે દૂર જઇ ઉભી રહી, અને તે નરાધમને કહેવા લાગી કે, ભાઇ ? અત્યારે મારી કેમ ખબર લીધી ? કેમ માજીએ આ રંક દાસીને કંઇ કામ માટે યાદ કરીછે ? જે હુકમ હોય તે સત્વર કહી દ્યો. વગેરે વિવેકનાં વચનોથી તે વિષય લંપટને શાન્ત કરવા પ્રયત્ન કર્યો તે નિષ્ફળ ગયો; અને સામો એક ગંડુ, અક્કલવિનાનો, કામાંધનર, ભય તથા લજ્જાપટ તજી આવેલો, તેનામાં વિવેક ક્યાંથીજ

હોય ? તેણે " પ્યારી" કહી વાત કરવા માંડી. ત્યારે તે બોલી. "હું એક સતી છું, તમારા આશ્રયમાં મારૂં પવિત્ર વ્રત સાચવવા રહી છું, અને તમારે શરણે આવેલી દીન દાસીરૂપ છું, તો તમારો પવિત્ર ધર્મ એ છે કે, મારૂં સતીત્વ, ભલે બંધુ રૂપે નહીં તો; રાજા, પિતા છે એ રૂપે થવું જોઈએ. મારાપર કોઇ જુલમ કરે તો તેને તનગારે અટકાવવો જોઈએ. એથી ઉલટું તમેજ મને પવિત્ર વૃત્તથી પતિત કરવાનો દુષ્ટ પ્રયત્ન કરો છો ? વહાર ત્યાંથીજ ધાડ ? શું ? અચળ પાપ વહોરી લેવા માગો છો ? જો કોઈ રીતે નહીં માનો તો હું પોતે આપઘાત કરી સ્ત્રીહત્યા તમારે શિર ચોટાડીશ, પણ કોઈ રીતે મારા નિષ્કલંક દેહને અપવિત્ર નહીં કરૂં. આ ઠેકાણે હું નિરાધાર છું, મારૂં કંઇ બળ નથી. તમારા કબજામાં છું, બચાવો કે મારો, એ તમારાજ હાથમાં છે, અને હું એટલી દુ:ખી છું કે, મરવું, તે મારા મનને દુ:ખજ નથી. તો લાવો તરવાર ? કે તમારી સમક્ષજ આ દેહ ઇશ્વરને અર્પણ કરૂં." પેલો દુષ્ટ મુરાદવાળો નરપિશાચ, આવા પત્થર પિગળી જાય તેવા કાલાવાલા અને વાગ્બાણથી કંઈ માને તેમ નથી, અને પોતાનું પવિત્રવૃત્ત ભંગ થવાનો સમય નજીક આવેછે, એમ જાણી ગભરાઈ તેને તુર્ત કંઈ સાંભરી આવ્યું. આ ભીમસિંહની અતિ નીચ કૃતિની નિશાની, તેને ચારેક દિવસથી જણાઇ હતી, તેથી પોતે મરવાનો નિશ્ચય કરી મહારાણીની પેટીમાંથી ઝેરની એક શીશી લઇ રાખી હતી; તે શીશી અત્તરની મિસાલે તેણે એકદમ કુંવર ઉપર છાંટી, કે જેથી તે બેભાન થઇ જમીનપર પડે. તે જાણતી હતી કે, આથી મરણ નહીં નીપજે, પણ થોડીવાર તે ઘેનમાં બેશુદ્ધ પડી રહેશે. જો પીએ તોજ મરે. પછી કુંવર બેભાન થયો એટલે તુર્ત તે નાસવાની ત્વરા ક-

રવામાં પડી, કેમકે અહીં વૈર બાંધી, આવા કામાંધના કબજામાં વ. ધારે વાર રહેવું તે લાભકારક નહોતું.



## પ્રકરણ ૭ મું.

હે જગન્નિયંતા, દીનમાં દુઃખ ટાળક, જગત પાળક, સત્યના બેલી ગયે ઘેલી, અરે! મારી સુકુમાર, મને પોતાના પ્રાણથી અધિક ગણનાર, ઈચ્છાથી વરનાર, વનવેલી, કામદેવની પ્રિયા રતિનો ગર્વ હરનાર, મૃગનયની, ત્રણ વર્ષથી વિયોગ પામેલી, અરે! આ વિયોગીના પ્રાણ રક્ષક ચંદ્રમુખી શું મને મહાકષ્ટે પણ ન મળી? ત્યારે શું ? આ જીવતર, અરે ! આ દેહ રાખવામાં શું સાર ? સર્વ અસાર. જગતબધું શુન્યવત્. શું હું પશુવત્ જીવું ? શું પ્રાણવિના દેહ રહી શકે ? જળ વિના મીન જીવીશકે ? સૂર્ય વિના કમળ પ્રફુલ્લિત થશે ? નહીંજ. ત્યારે શું? મનમોહના સિવાય, આ નર, હે પ્રભુ તારો દીન સેવક, શ્રીદેવીને પ્રાણ અર્પણ કરનાર, તે સુપાત્ર વિના કોઈ પણ ઠેકાણે, ચહાય તો ઇંદ્રની ઇંદ્રાણી હોય તોપણ શું ? અથવા રતિ પોતેજ બીજે અવતારે વરવા તૈયાર થાય તેને, શું ? આ મન આનંદથી પ્રાપ્ત થશે ? કદી નહીં. આ દુનિઆંની તમામ સ્ત્રીઓ મારે મા, બેન તુલ્ય છે. દેવ કન્યા, ગાંધર્વ કન્યા, યક્ષ કન્યા, નાગ કન્યા, આદિક શું ? શ્રીદેવી, અરે ! મારો જીવ !! કોકિલા સ્વરી, ચંદ્રના તેજને ઝાંખું કરનાર, જ્યોત્સનાને તુચ્છ ગણનાર, મધુર વાદિનીને આપેલો પ્યાર પાછો મેળવી શકશે ? અરે પૃથ્વી રસાતાળ જાય, મેરૂ જમીન દોસ્ત થાય, સૂર્ય પશ્ચિમમાં ઉગે, સમુદ્ર મર્યાદાનું ઉલ્લંઘન કરે, કદા દેવો જૂઠા કહેવાય, પણ શું ?

આ સૂર્યવંશી રામચંદ્રના વંશજો, તેમાં પણ આ પૃથ્વી રાજનો કુળ દીપક, શું ? વચન ગુમાવી કુળ અંગાર, અરે ! પવિત્ર પૂર્વજોને, એબ લગાડનાર, અસત્યવાદી બની નર્કગામી થાય ? એ નહીં બની શકે તેવું છે. અરે ક્ષત્રિઓ ! મારા વડવાઓ, શૂરાના સરદારો, રણજંગબહાદૂરો, તમે તમારા અનેક સ્વાર્થ સધાતા હોય, તોપણ શત્રુઓ સાથે પણ જુઠું બોલ્યા નથી. એજ સત્યને માટે તમે હજારો શૂરાઓનાં શીષ કપાવ્યાં છે, હજારો નિરપરાધી ચંદ્ર કાન્તીવાળી નવયૌવન કામનીઓને યમ રૂપે સંહાર કરતી સળગતી ચીતાઓમાં, અરે ! તમારી પ્રાણ પ્રીયા સ્ત્રીઓને હોમાવી દીધી છે, શૂરા સામતો ખોયા છે, વહાલા પુત્રો ગુમાવ્યા છે, પ્રીય પ્રજાને રડતી મુકી, અરે ! કંગાલ, બીનવારસ મૂકી છાતીના ઘા લઇ સ્વર્ગની અપ્સરાઓને વર્યા છો. તો શું ? આ તમારો પુત્ર, એક ગમે તેવી કાન્તીવાળી, રૂપાળી, પણ મનુષ્ય જાતની સ્ત્રીને, એકવાર બીજાને આપેલો પ્યાર બીજીને આપી, જૂઠો, પાપી, વિશ્વાસઘાતક, અરે ! શું નર્કગામી થશે ? પણ હે પ્રભૂ! શું હવે તે હંસગામિની, અરે ! સ્ફટિક મૂર્તિનાં દર્શન નહીંજ થાય ? મારો જન્મ નિરર્થક જશે ? શું, તે પોતાની સુંદર છબીનો લાભ આ પૃથ્વીને ન આપતાં, અપ્સરાઓને ખિન્ન કરવા તેણે રતીએ પોતાની કૂચ કરી છે ? અરે ! પણ તે પતિપ્રાણા છે, તે શું ? ઇંદ્રની થશે ? કે અન્ય દેવને વરશે ? ના, ના. તે પણ ઉચ કૂળવાન રાજ્ય હંસણી છે, એક વચની છે, માટે ઇંદ્રાદિક આનંદને પણ તુચ્છ ગણતી હશે, અને રંભા આદિ લજ્જાસ્પદ થતી હશે. અરે ! કોમળ, મનોહર પ્યારી ? તારા આ પ્રીતિપાત્ર સિવાય તને ત્યાં અતિ શોક થતો હશે. અરે વસુધા ! બહુ રત્ન વસુંધરા. તારૂં ઉત્તમ રત્ન શ્રીદેવી, અમુલ્ય જ-

વાહિર, અરે કૌસ્તુભ મણી! ખરેખર, સ્ત્રીવૃંદ મદમર્દન એકજ, અદ્વૈત સુંદરી ગુમાવી તું ખીન્ન થતી દેખાય છે. તો હવે મારે પ્રાણ પ્રીયાના અર્ધ શરીરે, અરે! ખરા ક્ષત્રિ કુમારે, આવા શોકાગ્રસ્તે, નિષ્ફળ, સર્વસ્વ ગુમાવનારે કેવી સ્થિતિમાં રહેવું? તેનો તુંજ વિચાર કર. હે પ્રભૂ, એ દેવાંગના, કમળ નયની, પ્રીયતમા શ્રીદેવીના અલ્પ પરિચયથી હું કેવળ અંધ થયો છું, અરે! છતી આંખે અંધ બન્યો છું, છતે મને બેવકૂફ બન્યો છું, શૂરો છતાં કાયર બન્યો છું, કેવળ એક સ્ત્રીમાં લુબ્ધ થઇ મેં મારો કીર્તિધ્વજ ગળીના કુડામાં બોળી દીધો છે, મારૂં સર્વોત્તમ કૃત્ય જે પ્રજા રક્ષણ, તે વિસ્મૃત કર્યુંછે. જોકે આ બધું વ્યવહારનીતિથી ઉલટું છે. **जीवंनरोभद्रशतानिपश्येत्.** આ કહેવત લાગુ પાડી મને લોકો, મૂર્ખ, કાયર, અને સ્ત્રી લુબ્ધ ગણશે, માબાપ અને ગુરૂ વર્ગ શાપ દેશે, પ્રજા કકળશે, અને મારો તમામ રાજ્ય વૈભવ બીજાને હાથ જશે. અરે! પીતૃ દેવને પણ શ્રાધ્ધવિના અતૃપ્ત રહેવું પડશે. હું મારા પિતાને એકજ છું. હું હવે બીજી સ્ત્રી કરનાર નથી, અને જો સતી શીરોમણી શ્રીદેવી, અરે મારી પ્રાણ પ્રીયા? જો થોડી વારમાં ન મળે તો, આ દેહનો ત્યાગ જલદીથી સ્વર્ગમાં મારી વહાલીને આનંદ આપવાને તૈયાર થાઉ, એવી મતી, અમારાં બંનેનાં છેવટ સુધી અખંડ વૃત્ત રખાવનાર, ઇષ્ટદેવ તું મને આપજે. બીજા કોઈ પણ પદાર્થથી આ ચિત્ત લોભાવાનું નથી. આ દુનિઆમાં તેનું અવલંબન કોઇ નથી. અવલંબનાધાર માત્ર શ્રીદેવીનો પ્યાર. જો હૃદય વાસિની સ્વસ્વરૂપે દર્શન દઇ મને કૃતાર્થ કરે તો, લોકના ફિટકારને હું ગણીશ નહીં. મારો રાજ્ય વૈભવ, હાથી, ઘોડા, ચારઠ, મ્યાના, પાલખી, સુંદર રમણિક મહેલ, નૂતન સુગંધીદાર ફૂલવાળા બગીચા, લાખો

હીરા, મોતી, પાનાં, પોખરાજ, અને સૂવર્ણ આદિ ધાતુઓના ખજાના, ચળકતી વિજળીઓ હાથમાં લઈ ફરતા શૂરા સરદારો, મારા અંગ રક્ષકો, ઈંદ્રની અપ્સરા તુલ્ય નાયકાઓના નાચ, અને ગાન, તથા રાજ્યનું સર્વ સૌભાગ્ય એવી સુનીતિમાન અને ધનવાન પ્રજા, તેની સાથે રાજ્ય, કુળ, લક્ષ્મી, સૈન્ય આદિનાં મહત્વ. આ સર્વ વૈભવને હું તુચ્છ ગણી મારા પ્યાર દેવના બળીમાં સમર્પણ કરીશ, તજીશ. અરે ! પ્યાર. શું તારી કિંમત થોડી છે ? જડ, ચૈતન્ય વગેરે તમામ પદાર્થો તારાવડેજ સ્થિતિમાં છે, ગતિમાં છે, અને ચલન વલન કરી તમામ આ બ્રહ્માંડમાં નિયમિત કે અનિયમિત કામો કરવામાં તેઓ નિરંતર ઉદ્યોગી રહેછે. અરે ! જડ રજકણો, કે જે કાંઈ વિસાતમાં નથી, તેઓ પણ પ્રેમથી પરસ્પર જોડાઇ જૂદે જૂદે આકારે, રંગે, અને ગંધે, પોતાના તરફ પ્રાણી માત્રનો પ્રેમ ખેંચે છે. દુનિઆના નાના મોટા તમામ પદાર્થો, હે પ્રેમ ! તારી પરમ શક્તિની અદ્‌ભૂત લીલા બતાવે છે. પ્યાર એજ આ દુનિઆનો આરાધ્ય દેવ માટે હે દેવ, હું પણ તારે વશ થઈ મારી પ્રાણ પ્રીયાના અંતર દેવના બળીનો ભોગ થાઉં, તો તે કંઈ અઘટિત કર્યું ગણાશે નહીં. સુંદરપુરના રસ્તામાં પ્રતાપસિંહ એકલો આ પ્રમાણે તર્ક ઉઠાવતો ચાલતો હતો.

---

## પ્રકરણ. ૮ મું.

પૂર્ણિમાની મધ્ય રાત્રિએ, આખું ગામ સ્તબ્ધ બની નિંદ્રા દેવીના પ્રલય કાળમાં જાણે, કોઇ જીવ જંતુજ નહોય !! ચારે તરફ સઘળું શાન્ત હતું. ફક્ત રાજ્ય ધ્વજાના ફડાકા, ચોકીદારોના પોકાર,

પગીઓની તાપણી અને ઘુવડના મનશુકની અવાજ સિવાય બીજુ કાને કે નજરે આવતું નથી. કિલ્લાની બહારની નદીના પાણીનો પ્રવાહ, કેવળ ઉજળો, દુધ જેવો, એક ચંદ્રનાં અનેક બિંબ પાડતો, અનેક ઝરણુને એકઠો કરતો, મંદમંદ શીતળતા આપતો, ચાંદની રાતની શોભા વધારતો, જાણે કિલ્લા ફરતો રૂપેરી આંટો દેતો પૂર્વથી પશ્ચિમ વહન કરતો, નાના નાના તરંગોથી જોર જણાવતો, પ્રાણીનો જીવન ગુણ ધરાવતો, મંદમંદ વહન કરતો હતો. ફક્ત મોટા સ્થિર તારાઓ કે ગ્રહો સિવાય બીજી જ્યોત્સનાઓએ મુગ્ધારૂપ ધારણ કર્યું હતું. મતલબ કે પોતાના અત્યુજ્વલ પતિથી શરમાઇ પોતાનું સલજ્જ મુખ છૂપાવતી હતી. જ્યારે બીજા તારાઓ સાચા હીરાની માફક તેજ મારતા હતા, આકાશની શોભા વધારતા હતા, અને જોનારને આનંદાશ્ચર્ય ઉપજાવી અદ્ભૂત શક્તિવાળા અધિષ્ટાતાનું ભાન કરાવતા હતા. ચંદ્ર પોતે નક્ષત્રરાજા હોઇ, મધ્યરાત્રિ સમગે નિર્મળ, સ્વચ્છ આકાશની મધ્યમાં બિરાજી પોતાની શ્રેષ્ટતા સાબિત કરતો હતો, પૂર્ણ કળા પામી વનસ્પતિનું પોષણ કાર્ય કરતો હતો, અને પશુ પક્ષી આદી તમામ પ્રાણીઓને શીતળતા આપી તેમના આનંદમાં વૃદ્ધિ કરતો હતો. જોકે આવો સુખકારક ચંદ્ર આ વખતે માત્ર એકજ જીવને દુઃખકારક થઈ પડ્યો હતો. તે આ કથાની મુખ્ય નાયકા શ્રીદેવી હતી.

શ્રીદેવી, બારીએ પલંગની પાટી બાંધી, પોતાનો સર્વ પોશાક તજી, એક કાળો કામળો ઓઢી બહુજ ચુપકીથી તે મેહેલની પાછળના ભવ્ય બગીચામાં ઘણીજ હિંમત અને ચાલાકીથી ઉતરી પડી. ઈશ્વર કૃપાએ તે બગીચામાં આંબા, આમલી, મહુડા વગેરે મોટાં વૃક્ષ, તથા ભાતભાતના ફુલવેલા અપાર હતા, તેથી તેને અદર્શ રહેવામાં તે-

ઓએ સારી મદદ કરી. અરે ! ઉપકારી તરૂઓ, તમે તો બધીજ રીતે ઉપકારી છો. તમારાં ફળ, ફુલ, મૉર, પાંદડાં, ગુંદર, લાકડાં, અને ઉત્તમ છાયા, એ વડે પ્રાણીઓને તમે બીન સ્વાર્થે સુખી કરવામાં કાંઇ મણા રાખતાં નથી. આ બગીચો ઘણોજ ભવ્ય, અને તેની અંદરના ફૂલોના ભિન્ન ભિન્ન અપાર છોડો જોવા રહેવાને, શ્રીદેવીને વખત નહોતો. ચંદ્ર ધીમે ધીમે પોતાની ગતિ પશ્ચિમ તરફ કર્યો જતો હતો, અને પૃથ્વી પોતાની ગતિ ધીમે ધીમે પૂર્વમાં કરતી. જો સવાર થઇ જાય તો પકડાઈ જઇ પ્રાણ ઘાતક શિક્ષાને પામે, માટે સત્વર અહીંથી નીકળી જવાનું હતું, પણ કોટ કુદી નીચે પડયા સિવાય બીજો રસ્તો નહોતો.

કોટ ઉપર પહેરેગીરો, ભરેલી બંદુકો હાથમાં લઇ ફરતા હતા. તેમની દૃષ્ટિ ચૂકાવાય તેવી કાંઈ આડ નહોતી. રાજ્ય મહેલની બારીએથી ઉતરતાં તો, એક મોટું સાગનું ઝાડ આડું હતું એટલે કોઈની નજર ગઈ નહીં; પરંતુ અહીં કશો આધાર નહોતો. તેણે આખા બગીચામાં કાંઈ ખળભળ કર્યા સિવાય ફરવાનો યત્ન કીધો. તેમાં તે ફતેહ પામી, પણ જવાનો રસ્તો જડયો નહીં. બેઠાં બેઠાં શોચ કરે છે કે; હે પ્રભૂ ! હવે આવી બન્યું. દુઃખીના બેલી, નિરાધારના આધાર, દીનબંધૂ, દીનાનાથ, તું સંભાળ લેજે. આ કહેવાની સાથે ત્યાં ફરતો ફરતો એક કૂતરો આવ્યો. તે પાધરોજ એક બખોલમાં પેઠો, અને થોડી વારે પાછો ફર્યો. તેને જવા દઇને પોતે તે ગુફામાં પેઠી, અને મહા મુસ્કેલીથી તેમાં પોતાનું શરીર સમાવી શકી. શરીર છોલાયું તો પણ તે અતિ કષ્ટે એક ગડનાળામાંથી બહાર નીકળી નદીનો પ્રવાહ જોવા પામી. હવે એક મોટું સંકટ હતું. તે એકે, નદીની પાર જવું, અને પહેરેગીરો પોતાનું શરીર જોઇ શકે

નહીં. એક તો પૂર્ણિમાના ચંદ્રનું અજવાળું, તેમાં પોતાનું અતિ તેજસ્વી શરીર કોઇ રીતે છૂપાવી શકાય તેમ નહોતું. કેમકે કંઈ આડ કે આધાર નહોતો. કામળાનો કચ્છ ભીડી, ચંદ્રની વિરૂદ્ધ બાજુએ મોં રાખી, પહેરેગીરો તરફ વાળ છૂટા મૂકી, પાણીનો પ્રવાહ વિનાશબ્દે જ્યાં લઇ જાય ત્યાં જવાનો નિશ્ચય કરી તેમાં હળવે રહીને પડી, અને તણાતી ચાલી ગામથી અર્ધેક ગાઉ જતાં મશાણ હતું, ત્યાં લોકો મડદું બાળવા આવેલા, તેમાંના એકને શંકા ગઇ કે, આ કોઈ સ્વરૂપવાન બૈરૂં તણાઈ જાયછે, પણ ભૂત, પ્રેત, ડાકિની, શાકિનીની, બીકથી કોઈએ તેને બહાર કાઢવાનો પ્રયત્ન ન કર્યો. એ ઈશ્વર કૃપા. એક ગાઉ ગયા પછી નિર્જન પ્રદેશ જણાતાં તે તરીને સામેપાર નીકળી. કોઇ સાથી નથી, જાતે અબળા, હથિઆર છે નહીં, રાત્રિ છે, પણ સુભાગ્યે રોહિણીપતિ પ્રકાશમાન હતો. આડ માર્ગે નાસવા માંડયું, માર્ગ નહીં તેથી ખાડા, ટેકરા વગેરે ઓળંગવાં પડે, રસ્તામાં ખેતર, વાડ, વગેરે આવે તેમાં વળી ઝાંખરાં હોય, વેલા ભરાય, પડીજાય, આજુબાજુ ભયંકર પ્રાણીઓના ઘોર બિહામણા શબ્દો સંભળાય, પરંતુ સ્નેહમુદ્રાંકિત વજ્ર છાતી વાળી આ સુકુમારી જરા પણ ડર ખાતી નથી તેને હજુ નિરાંત વળી નથી. દૂર પ્રદેશમાં ઉતરી જવા વિચાર કરેછે. પાછળ પ્રભાત થયે, રાજકુંવરની હત્યાનો બદલો લેવા, પાછળ અશ્વારોની પડધી સાંભળવી પડશે, અને પતિ વિયોગે પ્રાણ તજવો પડશે, ખેર. પ્રાણ જાય તેની દરકાર નથી, પણ મારૂં અચળ વ્રત્ત ભંગ થાય, એ મોટી ચિંતા છે. દુરાચારી નર પશુના હાથમાંથી પરમ કૃપાળુ પરમેશ્વરે મને મહા મુસીબતે મુક્ત કરીછે, ને હવે ફરીથી ફસાઈ ન જાઉં, એજ મહદ્ વિટંબના ઉરે વસી છે, અને તેને લીધે હજારો સંકટ, કંઈ હિસા-

ળમાં આવતાં નથી. આવી રીતે સવારના ચાર વાગતાં એક નદીને કાંઠે આવી પહોચી, ને ત્યાં શીતળ, નિર્મળ, સ્ફટિક જેવા પાણીથી પોતાની તૃષા છીપાવી. આખી નદીમાં રૂપેરી ચાદર શશાંકે પાથરી દીધી હતી, તેમાં રેતીના કણ કોઇ કોઇ ઠેકાણે ચળકી શોભામાં વૃદ્ધિ કરતા હતા. ત્યાં આજુબાજુ જે નાના છોડવા અને વેલડીઓ ઉગી હતી, તે જાણે રૂપેરી સાડીમાં ભાત પૂરી હોય તેમ દીસતું હતું! અને ફરતી વાડ જાણે, તે સાડીની કોર હોયની! તેવું લાગતું હતું. દૂર ઉચાં વૃક્ષ અને કાંઈ તાપણી જેવું દેખાતું હતું, ત્યાં ગામ હશે કે ખેડૂત રાતવાસો રહ્યા હશે એમ અનુમાન કરતી હતી. ઉત્તર તરફ આકાશમાં જોયું તો, ધ્રુવનો તારો નજરે પડ્યો, તે જાણે સર્વ આકાશી પદાર્થનું મધ્ય બિંદુ હોય અને સૂર્ય, ચંદ્ર, તારા તથા સર્વ ગ્રહ તેની આજુબાજુ નિયમાનુસાર ભ્રમણ કરતા હોય તેવું ભાસ્યું. એ ધ્રુવને જોઇ ધ્રુવજીના ચરિત્રનું સ્મરણ થતાં તે વધારે દૃઢ શ્રદ્ધાવાન થઈ, અને તેને સારા વિચાર આવવા લાગ્યા, એટલુંજ નહીં પણ મન સ્થિર થવા માંડયું, અને જાણે તેને કોઈ એમ કહેતું હોય કે, " હવે તું નિર્ભય છે." આમ થવાથી દંતમંજન તથા ઈશ્વર સ્તુતિ આદિક કરી, થોડાં ફળનો ભક્ષ કરી આગળ ચાલવાનો તેણે વિચાર કર્યો.

પોતાને હવે પૂર્વ તરફ રસ્તો લેવાનો હતો, તે તરફ પેલો કામળો; એક વસ્ત્ર, તેનું સર્વ સાહિત્ય, લજ્જા ઢાંકણ ઉર્ણ વસ્ત્ર, સુકુમાર શરીરે ઇજા આપતું હતું છતાં તે ખુશીથી, બિનારસી સાડીથી પણ ઉત્તમ ગણી તેણે ઓઢ્યો. મહારાજાધિરાજ દિનકર, પ્રભાકર, પ્રકાશવાનાં સર્વ ચિન્હ જણાવવા લાગ્યાથી, નપુંસક ચંદ્ર–ગૌતમનો શાપિત દેવ, પોતાના કલંકથી લજવાઈ નિસ્તેજ બની અસ્ત

પામવાની ઉતાવળમાં પડયો; પણ આ બીજો નિષ્કલંકી, શશિકાન્તિને તુચ્છ ગણનાર, શ્રીદેવી રૂપી ચંદ્ર, સવિતા નારાયણને આવકાર દેવા જાણે તેની સમીપ સમીપ જતો હતો. ખરે પતિવ્રતાઓનો તારણહાર સવિતૃ, તે ઉદય થતો હતો, માટે તેનું પૂજન કરવાને ઉતાવળી થયેલી, તે કયારે ઊગશે ? તેની રાહ જોતી તેની સામે, પોતાના પંથનો ઘટાડો કરતી, પોતાના કંથનું હિત સ્તવન કરતી, નિર્ભ્રાન્ત ગમન કરતી હતી, અરૂણોદય તો કયારનોએ થઇ ગયો છે, ઉષા દેવી બાળ સ્વરૂપે દર્શન આપેછે, પછી યુવાવસ્થામાં આવી બિચારા ચંદ્રને છૂપાવવાની જરૂર પાડે છે, અને અંતે આદિત્યના પ્રકટ થવાની સાથેજ તેમાં પ્રલય થવા માંડે છે, અને થોડી વારે પરમ તેજમાં ભળી પરમાનંદ માણેછે. આમ કરી ઉષા દેવી, દુઃખી શ્રીદેવીને અતિ દુઃખ ઉત્પન્ન કરતી હતી કે, " જો હું મારા પુરૂષની સાથે સર્વદા રહી કેવું સુખ ભોગવુંછું ? તુંજ અભાગિની, કે આમ એકલી રખડયાં કરેછે. એમ ઉષા પણ તેના રૂપ લાવણ્યને માટે ઈર્ષ્યા કરી તેને બાળતી હતી. આ વનમાં પશુ પક્ષીઓ ચોમેર હરવા ફરવા લાગ્યાં. હરિણ, હરિણી, ગાય, ભેંસ, બળદ, ચકવો, ચકવી, મેનાં, પોપટ, સારસ, હંસ, હંસિની, કોયલ, કાગડા, સિંહ, સિંહની, વાઘ, વાઘણ જેવાં ક્રુર પશુઓ અને સર્વ સ્વચ્છંદે હરતાં ફરતાં ગેલ કરતાં હતાં. તેઓ એક બીજાને ઈજા કરતાં નથી, સૌ ભેગાં મળી ચારો ચરતાં હતાં, કોઈ તેમનો રક્ષક નજીક હતો નહીં, છતાં સર્વ ગંભિર અને શાન્ત લાગતાં હતાં. આ જોઈ શ્રીદેવીના મનમાં આશ્ચર્ય લાગ્યું કે, આ સ્થળ કંઇ ચમત્કારી અને મહાત્મ્યવાળું છે. નહીં તો ઉંદર બિલાડી, બિલાડી કૂતરો, નોળિયો અને સર્પ, એ ભેગાં ફરી શકે નહીં એટલુંજ નહીં પણ આ સિંહ અને વાઘ જે

અતિ ક્રુર પ્રાણીઓ છે, જે કોઇનો પણ ભક્ષ કરવાને ચૂકતા નથી, મોટા મદોન્મત્ત હાથીઓનાં ગંડસ્થળને ચીરનારા, તે શું ? આ બધાં પ્રાણી અને તેનો મહાન્ શત્રુ આ ગજરાજ ઉભો છે, છતાં અરસ્પરસ તેઓ કોઇને પીડા કરતાં નથી ! ! વળી હું મનુષ્ય જાત, તેમાં પણ સ્ત્રી છતાં મારી તરફ પણ કોઈ વૈરની નજરે જોતું નથી ? ધન્ય છે આ સ્થળને !! હાવની ? આગળ તો જોઉં ? જરા દૂર જતાં એક તળાવ જોયું. તેની પાળ ઉપર નાના બગીચા અને સુંદર ઝાડ હતાં. ત્યાં બે ત્રણ નાના રૂષિ કુમારો દર્ભ, ફૂલ વગેરે વીણતા હતા, પણ તે યુવાન છે એમ જાણી તેમની નજર ચૂકાવી, છેટે એક દેવાલય દેખાતું હતું ત્યાં તે બાઇ પહોચી. શિવાર્ચન સિવાય તે બાળપણથીજ અન્ન લેતી નહોતી, ને ઈશ્વરે તેનું પણ સાચવ્યું એથી તેની શ્રદ્ધામાં વધારો થયો. " ધન્ય પ્રભુ ! તારા વગર મારો આધાર કોણ છે. વળી આ ઉપરથી મને લાગે છે કે મારા પતિ પ્રત્યેની અચળ ભાવના શિવાર્ચન જેવીજ છે, તો તે ભાવના વહેલી મોડી પણ સુંદર ફળ આપશે. " એમ મનમાં વિચાર કરતી તે દેવળનાં પગથીઆં ઉપર ચડવા લાગી. થોડાંક પગથીઆં ચઢી એટલામાં તેની નજર એક લેખ ઉપર પડી. તે બાળબોધ લિપિમાં લખેલો હતો, કે જે લિપિ તે તેના પાળક બ્રાહ્મણ પિતા પાસે શીખેલી હતી. તે લેખમાં એમ લખ્યું હતું કે;—" શ્રી રામચંદ્ર જે વખતે રાવણને જીતવા ગયા, તે વખતે જે શિવલિંગોની સ્થાપના તેમણે માર્ગમાં કરી હતી તેમાંનું આ એક છે. તેમની શિવપ્રત્યે જેવી દૃઢ શ્રદ્ધા હતી, તેવીજ શ્રદ્ધાથી જે આ રાઘવેશ્વર મહાદેવનું સેવન, અર્ચન કરશે, તેના શત્રુ પરાજય યુકત નિધનને પામશે, અને સંતી સીતા તથા રામચંદ્રની પેઠે વિયોગી જનોનો યોગ થઇ તેમના

અખંડ સુખમાં વૃદ્ધિ થશે." આ વાંચતાંજ તેના મનમાં સીતા-ને માથે પડેલાં સંકષ્ટ, તે ખમીને પાળેલું સતીત્વ, અને સંયોગી થઇ પડેલી વિપત્તિ, એ તમામનું સ્મરણ થતાં, પોતાને પડેલાં દુઃખ વિસ્મૃત થઇ, અને તેની પેઠે સતીત્વના બચાવને માટે કઠિન કષ્ટ હિં-મતથી વેઠવા ઉત્કંઠિત બની. પરંતુ, "વિયોગી, સંયોગી થશે." આ વાક્યથી તેની આતુરતા વધી તે વિચારવા લાગી કે, ઇશ્વર મ-ને અહીં અચાનક લાવ્યો છે, વળી આ એક પુણ્યક્ષેત્ર તેમજ નિર્ભ-ય સ્થળ છે એમ મને દૃષ્ટિગોચર થાયછે, તો મારા ભાગ્યનો ભાનૂ ઉદય થઇ મારાં સર્વ કષ્ટનો અંત આવવાને હવે વાર નહીં લાગે; પણ અરે ! મારા પ્રાણ પ્રીય પતિ, મારૂં સર્વ સૌભાગ્ય, મારા સા-ચા પરમેશ્વર, કોણ જાણે શું કરતા હશે ? કેવી સ્થિતિમાં હશે ? શું ? રાજ્ય કારભારમાં ગુંથાયાથી કે પ્રજા રક્ષણના ભારથી, કે શ-ત્રુ સામે વિજય મેળવવાના લોભથી, કે અન્ય સ્ત્રી પરણવાથી, આ તેમની દીન દાસીને ભૂલી ગયા હશે ? ના, ના. એમ સ્વપ્નમાં પ-ણ આવી શકે નહીં. મારા વહાલાની થોડી મુદતમાં પરીક્ષા લેવા ચૂ-કી નથી. તે એક પ્રેમ મૂર્ત્તિ છે. પ્રીતિની કદર કરનાર છે, રાજ્ય-વીર ખરા ક્ષત્રી છે, સ્ત્રી અને ગૌ રક્ષણ કરનાર છે, એક વચની છે, ટેકી છે—તો શું ? તેમણે લગ્ન વખતે મને આપેલાં વચન મિથ્યા કરશે ? શું તે બોલ્યા હતા કે, શ્રીરામચંદ્રની પેઠે હું પણ એક પ-ત્નીવ્રત રાખીશ, તે ભૂલી જશે ? અને શ્રીરામની પેઠે તેઓ મારી શુધ્ધ નહીં લે ? શું ? તે પોતાની વટ તજીને આપેલું વચન ગુ-માવશે ? શું તે કુળની પરંપરાની નીતિ રીતિને નહીં અનુસરે ? બેશક, તે મારી શોધ માટે મહા કષ્ટ વેઠતા હશે, તેમનાં વહાલાં માતપિતા, અને પ્રીય પ્રજા તેમના વિયોગે અતિ દુઃખી હશે, ને મારી

સ્થિતિને પ્રાપ્ત થયાં હશે. હે પ્રભુ ! તું મારા પ્રાણનાથનું, મારા જીવનનું સદા સર્વથા રક્ષણ કરજે, અને ક્ષેમ કુશળ રાખી વિયોગીને સત્વર સંયોગી કરજે, એ મારી નમ્ર યાચના તારા પ્રત્યે છે. ત્યાર પછી તે શિવ દર્શન કરવા દેવાલયમાં ગઇ, અને ત્યાં આવાહન, આસન, પાદ્ય, અર્ઘ્ય, આચમન, સ્નાન, વસ્ત્ર, ઉપવિત, ચંદન, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, નમસ્કાર, પ્રદક્ષિણા અને વિસર્જન—એ ષોડશોપચાર વિધિથી તેમની પૂજા કરી, પાસે આવેલા એક વિશાળ વડ વૃક્ષ તળે જઇ બેઠી.

ભૂખી, તરશી, ભય તથા થાકથી શિથિલ બનેલી, અને પતિ વિયોગી પ્રમદાને પોતાના સ્વામીને પ્રેમ એકાએક સાંભરી આવતાં રડી પડી. એક રાજેંદ્રની મહારાણી તેનું આ વનમાં કોઈ નથી. તેનાં અશ્રુ કોણ શાન્ત કરે ? તેના મનનું સમાધાન કરી કોણ છાની રાખે ? જેમ જેમ વધારે સ્નેહ સ્મૃતિ થતી ગઇ તેમ તેમ વધારે રૂદન અને આક્રંદ કરે. અશ્રુ ચોધારે વહન થાય, માથું અને છાતી કુટે, બોલવાનું કંઈ ભાન રહ્યું નથી, તેમજ આજુ બાજુ કોણ છે ? પોતે ક્યાં છે ? કઇ સ્થિતિમાં છે ? એ કશાનું ભાન તેને હતું નહીં. આ એક તપોવન હતું, અને તેમાં મહાત્મા ઋષિઓનો વાસ નજીક હતો. તેમનાં ગાય, હરણ આદિક પશુ, આ કોકિલા સ્વરીનું તીક્ષ્ણ રૂદન સૂણીને તેની પાસે આવી આજુ બાજુ વિંટળાઇ વળ્યાં. કોઇ તેને માટે, કાંઇ લાડ કરે, કોઇ તેનાં આંસુ ચાટે, પણ આપણી અત્યુત્તમ નાયકા શ્રીદેવીએ પોતાની એકાગ્રહતા તજી નહીં. આ પશુઓનું ટોળું એક ઠેકાણે મળેલું જોઈ તથા તેના મધ્યમાંથી મધુર પણ કરૂણા જનક સ્વર આવતો જોઇને, મુનિરાજ સાલ્વતે તરફ ગયા, ને જોયું તો તે વિસ્મય થયા કે, ઈંદ્રે રંભાને પદચ્યૂત

કરી ? કે સીતા શું ફરી અહીં આવી રામના વિયોગનું સ્મરણ કરે છે? આ પણ કોઈ પતિ વિયોગી ભાગિની માલુમ પડેછે, પણ તે સતી અને રૂપ, ગુણ, કુળના ગૌરવવાળી જણાય છે, તથા વારે ઘડીએ પ્રીયપતિનું સ્મરણ કરેછે, આ પતિ વિયોગિનીનું પ્રત્યક્ષ પ્રમાણ છે, પણ અરે ! હું તો જોયા કરૂં છું તેટલામાં તે મુર્છીત થઇ. જમીનપર જેમ સ્ફટિક શિલામાં પૂતળી કોરી હોય, તેમ આ રૂપાળી પણ નિર્જીવ જેવી આપણને દૃષ્યમાન થાયછે. બીજા બે ત્રણ રૂપિ અને રૂપિ કુમારો એટલામાં આવી પહોચ્યા, ને સર્વે તે કોમલાંગીની આસના વાસના કરવા મંડી પડેછે. આંખો દાબી પાણી છાંટયું, તો પણ કંઇ ભાન આવ્યું નહીં, ત્યારે એક મહાત્માએ પાસેના બગીચામાંથી એક બુટ્ટી લાવી સુંઘાડી તેને જાગૃત કરી. એકદમ ઝબકી ઉઠી પોતાની આજુબાજુ પાંચ સાત માણસોનું ટોળું જોઈ ઉભી થઇ ગઈ, અને તરત એક પહેલવાનથી પણ સરસ રાતીમાતી બની રહી, આંખનાં ભવાં અને રોમાંચ ખડાં થયાં, ચક્ષુ તો સિંહણીથી પણ બીહામણાં બન્યાં, જાણે ખાઉં ખાઉં કરતી ચંડિકા દેવી હોયની ! તેમ અપરોક્ષ જ્ઞાન તે રૂષિઓને થતાં, તેઓ ત્યાં સ્તબ્ધજ બન્યા તેમની સામું જોઇ તે બોલવા લાગી કે;—અરે દુષ્ટો તમે કોણછો ? આ નિર્જન વનમાં કેમ આવ્યાછો ? આ દીન અબળાએ તમારૂં શું બગાડયું છે ? શું તમે કોઈના મોકલેલા છૂપા દૂત છો? શું મારા હેરક છો ? કપટ કરી ફસાવવા માટે સાધુવેષ ધારણ કર્યોછે ? જટા આદિ પંચકેશ, સર્વાંગ ભસ્મ, ત્રિપુંડ અને રૂદ્રાક્ષ, એ બધું આ એક સતીનું સત્ય ભંગ કરવા માટે ધારણ કરવાં પડયાં છે ? જો એમજ હોય તો તમને ધર્મને બહાને પાપ કરનારાઓને લાખો ધિક્કાર છે. દગો, તે શું

આ પવિત્ર સ્થાનમાં છાજશે ? શું ? આ રાધ્વેશ્વર મારી સહાય નહીં કરે? અરે ક્રૂરો તમે શું, આ શિવાલયની છાયામાંથી મને લઈ જશો ? શું એ શંકર તમને પોતાના નેત્રાગ્નિથી ભસ્મીભૂત કરશે તેનો તમને ભય નથી ? અને આ સંપૂર્ણ સતીનો શાપ લેવા શું તમે હિંમત કરો છો ? હું બીન વારસો નથી, મારૂં વૈર લેનાર લાખો ક્ષત્રિ બચ્યા છે, શું તમે મને એક અબળા સમજોછો ? ભૂલતા નહીં. પ્રાણાંતે પણ આ શરીરને અન્યહસ્ત સ્પર્શ થવા નહીં દઉં, લાખો લાલચથી નહીં લલચાઉં, ગમે તેવા ભયથી બીહીવાની નથી, તમારા સેંકડો દાવપેચને ફાવવા દઇ હું અપવિત્ર નહીં બનું, માટે જો કુશળ ચાહતા હો તો, જે રસ્તે આવ્યા તે રસ્તે સત્વર પલાયન કરો. અરે ! નામર્દ તમે શું કરી શકવાના છો ? તમારા જેવા ઠગનાં મોં જોવા મને બ્રહ્માએ પેદા કરી નથી, અને તમારો રાજપુત્ર, નરપશુ, લંપટ, સતીઓનો શત્રુ, તેની ગમે તેવી સમૃદ્ધિ છતાં, આ સતીનો હૃદયેશ થવાને કોઈ પણ રીતે યોગ્ય નથીજ. આમ બોલી પાસે પડેલી એક ઝાડની ડાળી લઇ તેમના તરફ ક્રોધાવેશમાં ધસી, પણ તે ઠેકાણેથી તેનો પગ ઉપડયોજ નહીં, હાથ પણ ઉંચો ન થતાં સ્થિરજ રહ્યો, તેનું મન પણ શાન્ત થવા લાગ્યું, ધીમે ધીમે ક્રોધાગ્નિ નરમ પડયો, ને પોતે આટલું બધું બોલવા છતાં સામા પક્ષમાંથી કંઈજ પ્રત્યુત્તર મળ્યો નહીં, તેથી તે વિમાસી વિચાર કરવા લાગી કે, શું આ ખરા સાધુ પુરૂષો તો નહીં હોય ? આ નિર્ભય અરણ્ય કે જેમાં વૈરનો વિનાશ છે, તે સ્થાને કદાચ, તેવા મહાન્ સાધુઓ વસતા પણ હોય ? મેં પણ ઘણે ઠેકાણે એમ વાંચ્યું છે. એટલામાં તો પેલા મહર્ષિઓ બોલવા લાગ્યા કે; " નિર્ભયથા, ભય તજ, પુત્રી તારૂં સતીત્વ અચળ રહો, તા-

રો પતિ તને જલ્દી મળો, શ્રી રાઘવેશ્વર તારા શુભ કાર્યમાં પૂર્ણ સહાય થાઓ. આ તપોવનમાં તને જરા પણ ઇજા કરનાર કોઇજ નથી, આ મહાત્મા મહર્ષિઓના રક્ષણમાં તું છે, કોઇ ચક્રવર્ત્તિ રાજા પણ તને યત્ કિંચિત્ દુઃખ દઇ શકશે નહીં, તારે જવું હોય તો જા, રહેવું હોય તો રહે, અમારાથી બનતી બરદાસ્ત કરીશું, અમારી રૂષિ પત્નિઓ પેલી દૂર જણાતી પર્ણકૂટીઓમાં રહેછે, આ રૂષિઓ ઉપકારના કૃત્ય સિવાય બીજું કાર્ય જન્મારા પર્યંત કરતાજ નથી, ઉપકાર મનમાં લાવતાજ નથી, અપકારનો બદલો પણ ઉપકારમાંજ વાળવામાં આવે છે; તો તારા જેવી અબળાને પીડિત કરવા સ્વપ્ને પણ ચહાશે નહીં. આ દુનિઆમાં અમારો કંઈ સ્વાર્થ નથી. દેવનું યજન, પૂજન, તે પણ નિષ્કામજ કરીએ છિએ, તો મનુષ્ય પ્રત્યે અમારે શો અર્થ સાધવાનો હોય ? અમારો જે અર્થ છે તે, આ સંસારી ખટપટ જોડે કાંઇ સંબંધ ધરાવતો નથી, માટે આ દેવ ભૂમિ, આ શ્રી રાઘવેશની પવિત્ર છાયામાં તું નિર્ભયપણે સ્થિતિ કર. લે આ અમારૂં અભય વચન. ” ખારા સમુદ્રમાં જેમ મીઠો કૂપ, રણમાં જેમ પાણીવાળી જગા, અને ક્ષુધાતુરને મિષ્ટઅન્ન મળવાથી જેવો આનંદ થાય, તેથી પણ અધિક આનંદ, આ જન્મ દુઃખીઆરી શ્રીદેવીને પોતે આવા પવિત્ર સ્થળે ને પરમ પવિત્ર મનુષ્યોના સહવાસમાં આવવાથી પ્રાપ્ત થયો. પોતે કરેલા અપરાધની ક્ષમા ચાહી, સાષ્ટાંગ નમન કરી, તેઓની આજ્ઞા પ્રમાણે તેમની પાછળ પાછળ ચાલતી, શાશ્વ રૂષિની પર્ણકૂટીમાં તેમની પત્નિ સાથે જઇ રહી. ત્યાં તે વૈભવ વિકાર રહિત પણ શાન્તિનું ઉત્તમ સુખ અનુભવવા લાગી. રૂષિપત્નિઓ તેને અધિક ચાહનાથી પોતાની પુત્રી સમાન ગણતી હતી, કોઈ જાતનો ભય નહોતો, તોપણ તેના અં-

તરનો પતિ વિરહ દુઃખરૂપી કીડો, તેના કોમળ કલેજાને ક્ષણ પ્રતિ-ક્ષણે કોરી ખાતો હતો.

---

## પ્રકરણ ૯ મું.

સુંદરપુર, રમ્યસ્થળ, અમરાપુરીથી અધિક શોભા, સુખ અને સમૃદ્ધિથી ભરપૂર શહેર, જે બીજાં નગરોની ઊપેક્ષા કરતું હતું, તેના એક અગમ્ય સ્થળમાં બે વીર પુરૂષો ધીમે ધીમે વાત કરતા હતા. દુઃખ અને ચિંતાથી જેમનાં ગાત્ર વિવર્ણ અને તેજહીન હતાં, તથાપિ "કર્મ છૂપે નહીં ભભૂત લગાયા" તેની પેઠે તેઓ કોઈ ઉંચ કુળના આભૂષણ જેવા, મહાવીર દીસતા હતા. તેઓ એક એકની છેક નજીક બેશી આપ વીતી કહેતા હતા. સૂર્યનારાયણ પણ તેમને સહાય કરવા માટે પોતાનો સોનેરી પડદો ઉંચકી ચાલતા થયા હતા, પક્ષીઓ પોતપોતાના નિવાસ સ્થાને જવાથી તેમનો શોર પણ સંભળાતો નહોતો, નિંદ્રાદેવી નાખુશ થઇ રીસાઈ ન જાય માટે લોકો સૂવાની ઉતાવળમાં પડયા હતા, દુકાનદારો દુકાનો બંધ કરી, ખભે નાણા થેલી, હાથમાં કુંચી અને આગળ ફાનસ ધરી ઘેર જવાની તૈયારી કરતા હતા, કાપડીઆ ઉંદરથી બીહીને પોતાનો માલ પટારામાં તેમજ હીરા, માણેક, મોતીં આદિક વેચનાર ઝવેરીઓ તેને તીજોરીમાં બંધ કરતા હતા, કારણ કે લક્ષ્મી ચળ છે, માટે રક્ષણ વગર ચલિત થઈ જશે એમ ધારી અચળા કરવા મથન કરતા હતા. ગામમાં આખે રસ્તે અંધારૂં ઘોર હતું, માત્ર સુખડીઆની દૂકાનો ઉઘાડી રહી હતી, કારણકે દુકાનેથી ઉઠતા વણિક રાતના નાસ્તા માટે ખરીદી કરતા હતા, ધીમે ધીમે બજારમાં સઘળું શાન્ત થયું, આ-

આ દિસના ખળભળાટથી ઓપી ઉઠતું ગામ જાણે ઉજડ હોય તેમ ભાસવા લાગ્યુ, બારી બારણાં તસ્કર ભયથી બંધ થયાં, અને ગામમાં પગી તથા પહેરેગીરો ફરવા લાગ્યા. ફક્ત રાજ્ય મહેલમાં કોકિલા સ્વરીઓનું ગાયન શરૂ થયું હતું, તેનો મધુર અવાજ સંભળાતો હતો, અને દૂરથી હાંડી તેથા જુમરનું ઝાંખુ તેજ નજરે પડતું હતું ત્રણ સિપાઈ અને એક નાયકની જૂદી જૂદી ટૂકડીઓ શહેર રક્ષણ માટે ચોતરફ ફરતી હતી. આમાંના એક સિપાઇના સાંભળવામાં કઇ શબ્દ આવ્યો, અને બીજાને અટકાવી તેણે તપાસ કરી તો કોઇ બે માણસો સ્ત્રા સંબંધી વાત કરતા જણાયા. ને વધારે વાર ખોટી થતાં તેમને વધારે શંકા થઈ, તેથી તેમણે એકદમ આવી બંને જણને પકડી શહેર ફોજદારને હવાલે કર્યા. પછી સવાર થયે તેણે તમામ પોલીસ ચોકસી કરી માજીસ્ત્રેટને ત્યાં પેલા બંને જણને મોકલ્યા. માજીસ્ત્રેટે જુબાની લેવા માંડી નામ, ઠામ, જાત જણાવવાની ના પાડી તેમાંથી એક બોલ્યોકે, હું વ્યભિચારી કે ચોર નથી, અને મેં કાંઈ કુકર્મ કર્યું નથી, કે મને આ નેક રાજ્યમાં આવી સ્થિતિએ પહોચાડવામાં આવ્યો. તેની બોલવાની છટા, ગાંભિર્ય, વિદ્વતા સ્વરૂપ અને વિવેક માજીસ્ત્રેટના જોવામાં આવતાં, તેણે તેને છોડી મૂકવાની મરજી જણાવી. એમ કહીને કે, આ માણસ કોઇ જાતના ગુનામાં નથી, એ હરકોઇ સખ્સ તેને જોતાની સાથેજ નિઃશંક કહી શકે તેમ છે. વળી કંઇ પૂરાવો નથી. ફકત એ બે શખ્સો મોડી રાતે શહેરમાં આવવાથી તે વેળા નાસ્તો લઈ પોતાની મુસાફરીની વાતો કરતા હતા. તેટલામાંજ વગર તપાસે કેવળ શક ઉપરથી તેમને પકડી અત્યાર સુધી નાહક રોકવામાં આવ્યા આ કંઇ નાનો અપરાધ પોલીસે કર્યો નથી. આબરૂદાર માણસ માલમ પડતાં એને

ક્રાગનુરૂપ જોતાં, આ અટકાવ વિના કારણે હતો, એમ હું બે ધડક કહી શકું છુ, આ બાબત હું મહારાજને જરૂર લખીશ, અને તમને પણ ચેતવણી આપું છું કે, હવે પછી આવો જુલમ વાપરવાને કદી પણ હામ ભીડતા નહી. બીન ગુનેગારને દુઃખી કરવામાં તમારી કે રાજ્યની શોભા છેજ નહીં.

માજીસ્ત્રેટનું ભાષણ સાંભળી ફોજદાર તથા પોલીસતો ગભરાટમાં પડયા, તેથી ફોજદારે માજીસ્ત્રેટની ખુરશી પાસે જઇ ધીમાશથી વિનતિ કરીને કહેવા માંડયું કે; "સાહેબ! મારીપાસે જોઇતા પૂરાવા મોજુદ છે, પણ શ્રીમંત, આબરૂદાર, અને રાજ્યનાં માનીતા કુટુંબની એબ ઉઘાડી થાય એવું હોવાથી મેં તે પૂરાવા ખુલ્લી કોર્ટમાં રજુ કરેલા નથી." પછી ન્યાયાધિશે તમામને રજા આપી તે પૂરાવા નિહાળ્યા, તો તે દર્શનિક તથા વજનદાર હતા. બધા પૂરાવા પોતાની પાસે રાખી તેણે ફોજદારને કહ્યું કે, આ બાબતમાં હજુરશ્રીની સલાહ લઈ કાલે તમને બધી હકીકત જણાવીશ, ને ત્યાં સુધી આ બંનેને કેદમાં રાખજો. અને બોલાવું ત્યારે તેમને લઈને હાજર થજો, પણ હજુસુધી તેઓ પોતા તરફથી કોઇ જાતનીં કબૂલત આપતા નથી, તે જો તેમને સમજાવીને બીન ઇજા દીધે લઈ લેવાય તો વધારે સારૂં. આમ કહી આ બંને કેદીને ધીરજ આપી જેલજાત્રા પૂર્ણ કરવાને મોકલ્યા.

ધર્મ રાજ્યની ગાદીએ રાજા યશોવર્મ બિરાજ્યા છે, એવામાં "નિગાહ રખો મહેરબાન સલામ" ની છડીદારે નેકી પોકારવાથી સામું જોતાં; પોતાના પૂર્ણ સત્યવાન, વિશ્વાસુ, અને પ્રમાણિક ન્યાયાધિશને ફીકે ચહેરે આવેલો જોઇ તેની ખબર પૂછવા માંડી, પણ તેનો ઉંચો જીવ દેખી પોતે કચેરીમાંથી ઉઠી પાસેના ઓરડામાં ગ-

યા. અને પાછળ ન્યાયાધિશને આવવા ઇશારત કરી. ન્યાયાધિશ રૂબરૂ જતાં તેને પૂછવા લાગ્યા કે; કેમ યશવંતરાવ ? આજ કંઇ દિલગીરી યુક્ત દીસોછો ? તમારા સ્વગૃહે, પ્રજામાં, ગામમાં, અમલદાર વર્ગમાં કે મારા જનાનાગાં કંઇ અપકૃત્ય થયુંછે ? જેવું હોય તેવું ખુલ્લા દિલથી સાચે સાચું સત્વર કહી દ્યો. તમારૂં ખાનગી દુઃખ હશે તે પણ હું પળમાત્રમાં ફેડીશ. તમે મારા વિશ્વાસુ, સાચા, રાજ્યભક્ત નોકર છો, એમ અંતઃકરણ પૂર્વક હું માનુંછું. ન્યાયાધિશ કહે; હા, અન્નદાતા, આપ વિક્રમની પેઠે દુઃખ ટાળવામાં અતિ ઉદાર છો, અને તેથીજ આપનો જયધ્વજ ચારે તરફ ફરકી રહેલોછે. મારૂં ખાનગી દુઃખ કંઇ નથી, અમલદારમાં કોઈ પ્રજા પીડક કે બેવફા નથી, શત્રુ આપના નામથી કંપેછે, જનાનામાં નીતિ બાઈનું પૂર જોર ચાલે છે, આપની શીતળ છાયામાં પ્રજા મોજ માણેછે, પણ હું એક ધર્મ સંકટમાં આવી પડયોછું, કે જે આપ સાહેબ સમક્ષ વિદિત કરવાને મારી જીભ ઉપડતી નથી, તેમ આપનાથી તે છૂપું રાખી શકું તેમ પણ નથી. એવામાં રાજાની નજર ન્યાયાધિશની બગલમાં એક પોટલું હતું તેપર પડી, તેથી તુર્ત તે ખેંચી લઇ છોડીને જોવા માંડયું તો, એક વીંટી હાથ લાગી, કે જેનાપંર "**શ્રીદેવી**" એવું નામ કોતરેલું હતું. વળી પાંચ સાત કાગળો નીકળ્યા, તે તમામ વાંચી જોયા તો મહારાજાને લાગ્યું કે, આ કોઇ પતિ પ્રમદાના અરસપરસના કાગળો અત્યુત્તમ પ્યારનાં ચિત્ર રૂપ છે. આથી રાજા પણ સંભ્રમમાં પડયા, પણ સમજી શકયા નહીં, તેથી ન્યાયાધિશને વિવેચન કરી સમજાવવાનું કહ્યું. ન્યાયાધિશે અતિ દિલગીરી સાથે જાહેર કર્યું કે; ફોજદાર જાહેર કરેછે કે, આપણા પવિત્ર, વફાદાર, જેને ઘેર ધર્મ ધ્વજા અખંડ ચઢી રહેછે, લ-

ક્ષ્મી દેવીની પૂર્ણ કૃપાવાળા, જેણે વાવ, કૂવા, તળાવ, ધર્મશાળા, ઔષધશાળા, સદાવ્રત વગેરે બાંધવામાં અખૂટ દોલત ખરચી નાંખીછે, જેનું નામ લેતાં પાપનો ક્ષય થાય, પુણ્યસ્તંભ, અતિ ઉદાર, સાચો રાજ્ય ભક્ત, ઈશ્વર ભક્તમાં પહેલી પદવી ધરાવનાર, જેની શાહુકારી અને સાચવટથી આ સુંદરપુર જગત વિખ્યાત થએલું છે, મતલબ કે દુનિઆના સર્વ સ્થળે તેના નામની હુંડીઓ વગર જામીનીએ સ્વિકારવામાં આવે છે, જે ધન, ધાન્ય, ધરાને પરિવાર યુક્ત છે; આવા મહાન્ પુરૂષની વિરૂદ્ધમાં શબ્દોચ્ચારણ કરવાનો મને વખત આવવાથી, હું પોતાને ઘણોજ કમનસીબ ગણું છું, પણ આપનું નિમક ખાઉં છું, માટેજ આ વાત આપને હું ખાનગીમાં જાહેર કરૂં છું. ફોજદારને પણ આ વાત ઘણી ખાનગી રાખવા મેં સૂચના દીધેલી છે, કારણ કે જો આ વાત નગરશેઠ જાણે તો તુર્ત આપઘાત કરે. આપણા ગોવિંદશાહની એકની એક, પરમ લાડકવાઇ દીકરીનું નામ શ્રીદેવી છે. તેની ઉમ્મગર લગ્ન વિતીત થઇ ગઈ છે, પણ હજુ સુધી કોઇ લાયક ઘર ન મળવાથી તે કુંવારિકાની સ્થિતિ ભોગવેછે, ને તેથી કદાચ આમ બન્યું હોય ! વળી ગુનેગાર શખ્સો શ્રીદેવીના મહેલની બારી જેમાં પડે છે તે ધર્મશાળામાં બેઠા બેઠા વાતો કરતા હતા, તેથી વધારે શંકિત થવાય છે. લાયક ઉમ્મર, ખાધે પીધે સુખી, કોઇજ વાતનું દુઃખ નહીં, આવી કન્યાઓને, મહેનતુ વર્ગની કન્યાઓ કરતાં વહેલી પરણાવવી જોઇએ, અને તે ન થયું તેથીજ આમ બન્યું હશે.. પછી તો ઈશ્વર જાણે. જે બે મુસાફરને આ કામમાં કેદ પકડયા છે, અને જેમની પાસેથી આ પૂરાવો મળી આવ્યો છે, તે બંનેને જોતાંજ ખાતરી થાય છે કે; તેઓ ઉંચ પ્રતિના માણસો છે. પણ તેઓ પોતાનું નામ, ઠામ, આ-

પત્તાને ના પાડેછે, આથી વધારે વહેમ જાયછે. ફોજદારને વધારે તપાસ કરવા કહેલું છે. "મહારાજાએ સખેદાશ્ચર્યથી કહ્યું કે;" આટલાં પૂરાવા ઉપરથી કંઇ સાચુ કહી શકાય નહીં. તેમ શેઠની દીકરીને પણ ખાનગી પૂછી શકાય નહીં. તેની આબરૂ કંઇ થોડી નથી, વળી તેની સાથે આપણી આબરૂની પણ હાની. કદાચ નાનું છોકરૂં છે, ને ભૂલ્યું તો આ બે જણના પકડાયાની વાત ખબર પડયાથીજ તેને તો શિક્ષા થઇ ચૂકી, પણ એક અજ્ઞાન બાળકને માટે તેના આખા ઉજાળ કુળને કલંકિત કરવું, એ દુરસ્ત ગણાય નહીં, અને ગોવિંદશાહ તો આ વાત સાંભળી પ્રાણજ તજે. માટે છૂપી રીતે તે બંને જણને તમે જાતે મળીને સાચી બીના કહાવો. વિશેષ ચોળાચોળ કરશોમાં. જો ખાનગી તપાસમાં તેઓ ગુનેગાર ઠરે, તો જાહેરમાં બીજો અપરાધ મુકી તેમને શિક્ષા કરવી, અને ગુનેગાર ન ઠરે તો છૂપી રીતે આપણી હદ બહાર કાઢી મૂકવા. તમારા જણાવવા પ્રમાણે તેઓ પણ આબરૂદાર છે એટલે હરકત નથી." સાષ્ટાંગ નમન કરી વિદાયગીરી લઇ ન્યાયાધીશ બંધીખાને આવી જુએ છે તો, કેટલાએક નિર્લજ કેદી અધમણની બેડીઓ ખખડાવતા, મફતના રોટલા ખાઈ તાજામાજા બનેલા, આમ તેમ કામ કર્યા કરે છે; ત્યારે ભૂલચુકે ગુનામાં આવેલા આબરૂદાર કેદી લાજના માર્યા, ચિંતાગ્રસ્ત થઈ નીચે મોઢે કામ કરેછે અને પોતાનું શરીર ગાળે છે. કાચા કેદીની કોટડી તરફ નજર કરતાં એક સિંહ બચ્ચો, એક ખુણામાં બેઠેલો દેખાયો. ચંદ્રને તજેલ મહાદેવના જેવું જેનું રૂપ લાગતું હતું, તેની પાસે જઇ યોગ્ય ખુલાસો દેવા ન્યાયાધીશે જણાવ્યું; ત્યારે શ્રીદેવીની છાપવાળી વીંટી જેની પાસેથી મળી આવી હતી તે બોલ્યો કે, તમે શા ઉપરથી મને પકડેલો છે. તે હું સમજી

શકતો નથી. ન્યાયાધિશ—આ વીંટી તથા કાગળો કોના છે? જવાબ—એ બધું મારૂં પોતાનુંજ છે, આ ગામની મિલ્કત નથી, પણ સેંકડો ગાઉ દૂરની છે. સવાલ—શ્રીદેવી કોણ છે. ? જવાબ—નહીં. સવાલ—આ ગામમાં તમે કોઈને ઓળખો છો ? જવાબ—ના. સવાલ—તમારે અહીંથી ક્યાં જવું છે ? જવાબ—ઇશ્વર લઇ જાય ત્યાં. સવાલ—કેમ નિકળ્યા છો ? જવાબ—દેશાટણ માટે નામ, ઠામ, જાત અને કુળ તથા શ્રીદેવી કોણ ? તેને માટે આડા અવળા ઘણા પ્રશ્નો ન્યાયાધિશે તેને કર્યા, પણ કંઇ વળ્યું નહીં, તેથી થાકીને તે પોતાને ઘેર ગયો.

રાત્રે બંદીખાનાનાં દ્વાર બંધ થયાં, તમામ કોટડીએ તાળાંલગાવી કેદીઓને અંદર પૂર્યા, અને પહેરેગીરો ફરવા લાગ્યા. આમાંનો એક પહેરેગીર આગલે દિવસે આ બે કેદીઓને પકડનાર રોન ફરનાર હતો; તેણે બીજા સિપાઇઓને આ કેદી પકડવાનું કારણ કહ્યું ત્યારે આ રાજકેદીએ જાણ્યું કે, મારે માથે કેવું ખોટું તહોમત આવેલુંછે! પરમેશ્વર મારી કસોટી જુએ તો ભલે જુએ. દેહાન્તે પણ હું મારૂં સત્ય અને એક પત્નિવ્રત ચૂકનાર નથી. એવા વિચારમાં ગરકાવ થઇ તે નિંદ્રાવશ થયો. સવારમાં આ બને નિરપરાધી કેદીને હુકમ મળ્યો કે; "બંને જણને મુક્ત કરવામાં આવેછે, પણ જો તેમણે પોતાની આબરૂ સાચવવી હોય તો, આ રાજ્યની હદમાં રહેવું નહીં, ને હવેથી જો તેઓ અમારી હદમાં રહેશે તો સખ્ત સજા પામશે." આ હુકમથી કારાગ્રહના ઉપરીએ બંને જણને મુક્ત કર્યા. ત્યારપછી તેઓએ ખુશાલીમાં આવી એક શિવાલયમાં બેસી વિચાર કરવા માંડ્યો. પ્રતાપસિંહ—શ્રીદેવીનો પ્રાણ, પોતાના મિત્રથી પોતાના મનનો દૃઢ નિશ્ચય છુપાવતો હતો, કારણકે તેનો છેવટનો દુર્ધ-

ટ અભિપ્રાય પાર પાડતાં પોતાના મિત્ર તરફની તેને ફિકર હતી, તેથી તે તેને દૂર ખસેડવા ચાહતો હતો. તેના વિશ્વાસુ, જીવજાન, બાળ મિત્રથી તેણે કોઇ દિવસ દગો કર્યો નહોતો, કંઇ વાત છૂપાવી નહોતી, હરેક કામમાં તે વિશ્વાસુ, પ્રમાણિક અને આત્મસમર્પણ કરે તેવો કદરદાન સન્મિત્ર હતો, પણ "વિનાશકાળે વિપરિત બુદ્ધિ" તેની પેઠે આ વાર્તાનો મૂખ્ય નાયક અતિ કષ્ટ પામતાં પણ પ્રીય પ્રમદાનો વિયોગી રહ્યો, અને તેથી અસહ્ય તાપ જે તેના મનમાં થતો હતો તેથી ખિન્ન થઇ હવે તે આખર અવસ્થાપર આવ્યો હતો. તેણે પોતાના જાની દોસ્તને કહ્યું કે; આપણે સાથે સાથે ફરીએછિએ તેથી કેટલાક પ્રદેશની ખબર આપણને મળી શકતી નથી, માટે કાંચીવર્મ શહેરને રસ્તે થઇ તમે આપણી રાજધાનીમાં જાઓ, અને હું પણ શ્રી રામેશ્વરનાં દર્શન કરી થોડે દિવસે ત્યાં આવી પહોચીશ. પ્રિય મિત્રે તેને એકલો મૂકી જવાને ઘણી નાખુશી બતાવી તથા આજીજી કરી, પરંતુ રાજકુંવરે ન માનવાથી આખરે તેણે રાજ્ય હઠને તાબે થઈ પોતાનો રસ્તો લીધો.

---

## પ્રકરણ ૧૦ મું.

તપોવન તે ખરેજ તપસ્વીઓનું સ્થાન. જ્યાં કામ, ક્રોધ, લોભ, મદ, મોહ, અને મત્સર એ ષડ્ રીપુનો સંહાર કરી શમ, દમ, તીતીક્ષા, ઉપરતી, જ્ઞાન, અને વૈરાગ. એ ષડ્ સંપત્તિઓએ નિવાસ કર્યોછે, અને જ્યાં જગતની તમામ જંજાળરૂપ પ્રવૃત્તિબાઇ વિરામ પામી, નિવૃત્તિબાઇનું અચળ સ્થાન છે. આજુબાજુ આંબા, અશોક, કદંબ, વગેરેનાં મોટાં સુંદર વૃક્ષો હસ્તિની માફક ઉભાં છે, બીજાં નાનાં ઝાડ જાણે દ્વારપાળ બની ચોકીદારનું કામ કરતાં હોય?

એગ લાગેછે. નાની મોટી લતાઓ જાણે અરસપરસ સ્નેહે આનંદિત થતી વૃદ્ધિ પામતી જતી, સૃષ્ટિસૌન્દર્યતા જણાવતી હોયની ? આ અસંખ્ય વૃક્ષોમાં તરેહવાર જાતનાં પુષ્કળ પક્ષીઓ ગાનતાનમાં મશગુલ છે. જાણે તેઓને પણ આ પવિત્ર સ્થાનમાં નિવૃત્તિ માર્ગ પસંદ પડયો હોય, અને આ મહર્ષિઓની પેઠે પોતે પણ નિશદિન પોતાના પેદા કરનારનું ભજન કીર્ત્તન કરતા હોયની ? મોટાં વૃક્ષો અને પહાડ આદિ, હઠયોગ ધારી હોય એવું સાદૃશ દેખાતું. આ તપોવનમાં એક અનુપમ સ્ત્રી પોતાનું કામ ઉત્સાહથી બજાવતી; અને જેની જટા, ભમર, પાંપણ, મૂછ, દાઢી વગેરે શ્વેત વાળથી સુશોભિત થયેલાં એવું વૃદ્ધત્વ જાણે, પોતે મોક્ષની ઈચ્છાથી મુનીરૂપે આ સાહ્વરૂપિતો અવતાર ધારણ કરી આ અવનીને કૃતકૃત્ય કરવા આવ્યું હોય તેવું ભાસતું, તેવા મુનીરાજની સેવામાં તત્પર રહેતી. શિવાર્ચનનાં પાત્ર માંજતી, શિવાર્ચન માટે ચંદન ઘસતી, નાના બગીચામાંથી જાઇ, જુઈ, ચંબેલી, મોગરો, ચંપો વગેરેનાં ફૂલ આણતી, પાસેના રામકુંડ તળાવમાંથી પૂજાને માટે પવિત્ર જળ કમંડલુમાં ભરી લાવતી, બાદ રૂષિઓ તથા રૂષિપત્નીઓને માટે કંદમૂળ ફળફૂલ વગેરે લાવતી, વળી યજ્ઞ સામગ્રી પણ તૈયાર કરતી, આહૂતિનાં સમિધ વગેરે જે જોઇએ તે આનંદ અને ઉત્સાહથી નિયમાનુસાર હાજર કરતી, મધ્યાન સંધ્યા થયા બાદ રૂષિ પત્નીઓની સાથે પોતે પણ નૈવેદ્ય ગ્રહણ કરતી, અને એ પ્રમાણે તમામ બાબતમાં આ રાજેન્દ્રપત્ની પેલી રૂષિપત્નીઓનું અનુકરણ કરતી, તથા બહુજ વિનય, વિવેક, અને મર્યાદાથી રહેતી. પોતાના પાળક પિતાશ્રીને ત્યાં પડેલી ઉત્તમ રીત તેને આ વખતે ઘણી કામ લાગી. તમામ કામમાં સ્વચ્છતા અને પરિપૂર્ણતા, તેજ તેના કાર્યનો ઉત્તમ શણગાર

હતો. રૂષિના કામથી પરવારી તે પોતાનું નિત્ય નૈમિત્તિક કર્મ ક-
રતી. શિવાર્ચન, ઈશ્વર સ્તૂતિ, પોતાના પતિના રક્ષણ અને સંયોગ
માટે કાલાકાવા, પાપની માફી માટે પશ્ચાત્તાપ કરી સદાશિવને કહે-
તી કે; હેપ્રભૂ! મારો પતિ તો સર્વ ગુણ સંપન્ન છે, છતાં તે આં-
ધળો, પાંગળો, લુચ્ચો, લફંગો, ક્રુર, વ્યભિચારી, ગમે તેવો નીવડે,
તોપણ મારી ભકિત તેના પ્રત્યે સદાશિવ જેવીજ રહેજો. તારામાં
અને તેનામાં કદી ભેદ ગણું નહીં, એવી નિર્મળ મતિ તું મને સ-
દૈવ આપજે, જે સતીઓનું પરમ રહસ્ય છે, અને મારી આર્ય ભ-
ગિનીઓને પણ આવીજ મતિ, સદાચાર, અને પતિ સેવા કરવાને
માટે દેજે. આ ઉત્તમ તત્વજ, ભરતભૂમિની કુલિન ભામિનીઓનું
અમૂલ્ય આભૂષણ છે. બીજા દેશના લોકો તેની સ્પર્ધા કરેછે, પણ
કંઈ વળી શકતું નથી. પતિ એજ પરમેશ્વર, એજ સર્વ સૌભાગ્ય,
અને તેના નાશે સર્વ નાશ. અરે ! ખરી પતિવ્રતાઓ અને સતી-
ઓ પોતાનો પ્રાણ પણ રાખી શકતી નથી ! ! પ્રલયાગ્નિથી પ્ર-
જ્વલિત થયેલી ઘોર ચિતામાં, પ્રિયસ્વામીના શવને ખોળામાં લઇ,
એક અબળા, સુકુમારી, પોતાના સતેજ પ્રેમને પ્રતાપે, અને સતી-
ત્વની ઉજ્વલ કીર્ત્તિને પ્રભાવે તે અગ્નિથી પોતાના દેહની જ્વલન
પીડાને ન ગણકારતાં હમેશને માટે આ દુનિઆના અલ્પ સુખનો
ત્યાગ કરી, સહગમન કરી, અનંતકાળ સુધી, પોતાના પ્રાણજીવ-
ન સાથે સ્વર્ગનું અપૂર્વ સુખ અનુભવે છે, તથા ક્ષણિક વિશ્વમાં પ-
ણ પોતાનો કીર્તિધ્વજ ફરકાવે છે !! ધન્ય ભારત તારી આ પુત્રી-
ઓને !! આ સાંભળી યવન અબળાઓ કંપિત બને, તો તેમનાથી
તેમ કરવાની હિંમત તો ચાલેજ શાની? ધન્યવાદ છે? હે ભારત તા-

રી આ અત્યુત્તમ યશદાયક નીતિને! નૈવેદ્ય લીધા બાદ નાના બગીચાઓને જળસિંચન કરવાનું બાકી રહ્યું હતું, તે કાર્ય કરતાં ઉપલો વિચાર કરતી હતી. લતાઓ, બાળ લતાઓ, બાળ કદંબ, અને નાનાં પુષ્પ વૃક્ષોને પાણી પાઇ રહીછે, હવે માલતી લતાને પાણી પાવાનું કામ ફક્ત બાકી છે, તેવામાં અચાનક તેના પગ પાસે કાંઈ પડ્યું. તે એક વીંટી હતી. સુંદરપુરનો ન્યાયાધિશ પોતાના ઘરની અગાશીમાં બેઠો બેઠો, પેલા નિરપરાધી રાજકુંવરના કામ સંબધીના કાગળ ફરીથી વાંચતો હતો, તેવામાં એક સમળી આવી પેલી વીંટી ઉપાડી ઉડી ગઇ હતી, તે આ હતી. અરે! આતો સોનાની વીંટી લાગેછે. નીચેથી ઉપાડી પોતે બરાબર નિહાળીને તપાસે છે તો તે પોતાનીજ જણાઇ. લગ્ન વખતે પ્રીય પ્રાણનાથને અર્પણ કરેલી, યુગ્મ સાંધનારી, સ્નેહ વધારનારી, અરે! તું અહીં ક્યાંથી આવી ચઢી? મારા પ્રાણાધારને ક્યાં મૂકી આવી? મારો સ્વામી કુશળ તો છે? શું તને પણ મારી પેઠે તેનો અચાનક વિયોગ થયોછે! કે મારે વિયોગે તારો તિરસ્કાર ઉપજ્યોછે? ખરે, આ વીંટી તેમને અતિશય દુઃખ ઉત્પન્ન કરતી હશે. હૈયે હોળી. નજરે જોવું ને બળવું. વારે વારે તું મારૂં સ્મરણ કરાવતી હશે? અને તેમનું અંતઃકરણ ધીકાવતી હશે, તેથીજ તને તજી દીધી હશે. ખરૂં કહે, શું કારણ છે? અરે મારી વહાલી કેમ જવાબ દેતી નથી. તું મારી પોતાની, તેપણ આ વખતે શત્રુરૂપ બનેછે; ઝટ કહી દે. મારા સ્વામીની જમણી આંગળીએ રહેનારી, તું તેમનો સંદેશો જલદી કહે. તારાથી કંઇ છાનું નહીં હોય. તું તેમનાથી કેમ દૂર થઇ? અરે! કમળ કળીને લજાવે તેવી આંગળી, જેના નખ આરક્ત છે, તે આંગળી તને તજવી કેમ ગમી? વીંટી જવાબ દેતી નથી, તેમ તેમ

આ વિરહિણી, પીડિત અંતઃકરણ વાળી, સુનયના, પ્રેમઘેલી, સતી શારોગણી, વીંટી દેખી જેનું ચિત વિભ્રમમાં પડી બાહાવરી બનેલી દુઃખી અબળા, વધારે આકુળવ્યાકુળ થઈ. વળી વિશેષ આક્રંદ કરી તે બોલવા લાગી કે;—સતી સીતાની શુદ્ધ લેનારી.તુંજ હતી, શકુંતલાને યાદ કરાવનાર તુંજ, તો મને પણ સુખ દેવાને આવી હશે. તારી સાથે કોઇ દૂત લાવીછે? જો તે હોય તો હું તેને ખબર પૂછું. આજુ બાજુ જોઇ ઉંચે જેયું તો મહુડાના ઝાડપર એક સમળી બેઠેલી દીઠી, અને તે કંઈ ખાતી હોય તેમ લાગ્યું. તેને ઉંચ સ્વરે કહેવા લાગી કે; શું સંદેશો છે? આ વીંટી તને કોણે આપી? કયાંથી લાવી? આપનાર કુશળ તો છે? સમળી કંઇ જવાબ આપતીનથી, તેથી "સંકટ સમે સૌ અરી જેવાં થાયછે," એમ વિચારતી નીચે બેઠી. તેવામાં ત્યાં ૠષિપત્નીઓ ફળફૂલ લેવા આવેછે, તેમને જોઈ સલજ્જ બની, મુખ તથા ચક્ષુ સાફ કરી, હસતે વદને તેમના સામે જતાં વીંટીને પોતાની આંગળીએ પહેરી લીધી, અને તેમને નમન્ કરી કહ્યુ કે, આ માલતી સિવાય તમામને જળસિંચન કર્યુંછે. માલતીને પાણી પાઈ, દુર્વા, દર્ભ, અને સમિધ લઈ હું હમણાંજ મહર્ષિની સેવામાં હાજર થાઉંછું. આજે જરા મોડું થયું તેને માટે ક્ષમા ચાહુંછઉં, માતુશ્રી મહાદેવી! સંધ્યાકાળની મહાપૂજાને સામાન પણ હુંજ તૈયાર કરીશ. તમે મહર્ષિની સંધ્યાને માટે કમળફૂલ અને સૂકડનાં પત્રો લાવવા કૃપા કરશો. એમ કહી આશ્રમમાં ગઈ.

---

## પ્રકરણ ૧૧ મું

ઉષ્ણકાળ; ભીષ્મપ્રચંડ અગ્નિથી તપતો સૂર્ય ઉત્તર ગામી થઇ

પ્રવર્તેછે; દિવસ મોટા, રાત્રિ નાની; લંબ કિરણ; કૂવા, વાવ તળાવ, નદીઓ વગેરેની સ્મૃદ્ધિ ઓછી કરતો; બાષ્પરૂપે અત્યંત પાણી આકાશમાં એકઠું કરતો; ઉત્તમ તેજસ્વી પદાર્થનું પણ તેજ ઝાંખુ કરનારો; પશુ, પક્ષી, અને તમામ પ્રાણીઓને કષ્ટ આપતો; રસ, કસ મોઘો; ધાસ, અનાજ, પાણીની તંગી પાડતો, જાણે દુનિઆંનો શત્રુ હોયની! તેમ આ વખત મધ્યાનકાળે ચારે તરફ જમીન તપી ઉઠેલીછે, નવાણનાં પાણી સૂકાઇ ગયાંછે, ચારે તરફથી અગ્નિવત્ લૂના ઝપાટા ચાલ્યા આવેછે, ચાલવાનો પરિશ્રમ અને તેથી થતો અધિક પરિશ્વેદ સહન કરતો એક મુસાફર પૂર્વથી પશ્ચિમમાં ગમન કરતો હતો. તેને જાણે જ્યેષ્ટ માસની અસર થઈ હોય તેમ તેનું મુખારવિંદ કરમાએલું હતું, મોં ઉપરનું નૂર ઉડી ગયું હતું, તેની ચતુરાઇ ગૂમ થઈ ગઈ હતી, તેનું શરાતન મનના જ્યેષ્ટમાસે નિર્મૂળ કીધુ હતું. આ હતભાગ્ય, નિરતેજ, પેલા જવાસાને જોઇને બોલ્યો કે, તું પણ ફતેહપુરના કુટિલકુંવરની પેઠે પરાયા દુઃખે સુખી થાય એવોછે! જ્યારે આ જેષ્ટના ભીષણ ભાગથી આખી દુનિઆનાં જીવજંત અને વનસ્પતિ ત્રાસ પામેછે, ત્યારે તું વધારે વધારે લીલો થતો જાયછે! અને જ્યારે સૌને આનંદદાયક, આવતા વર્ષનો ખોરાક તથા સુખશાન્તિ આપનારી, જગતને પાળનારી વર્ષારૂતુ આવશે, પૃથ્વીમાતા પોતાના આખા શરીર ઉપર લીલી સાડી ઓઢી લેશે, ત્યારે તું સૂકાઇ જશે! ધિક્કારછે તારા જેવા એકલપેટા સ્વભાવવાળાને!! કે બીજાનુ સૂખ જોઈને પણ બળેછે. ઉપર તાપ, નીચે તાપ, ફક્ત ઉપકારી વૃક્ષો ત્યાં પુષ્કળ હતાં તેની છાયા ઉલ્લંઘન કરતાં થોડીવાર આરામ લેતો, ચીત વિભ્રમવાળો, સુંદર, દેદીપ્યમાન કાન્તીવાળો, પતલો જુવાન, આ દુઃખને ન ગણકારતાં આગળ વધ્યો.

પ્રથમ પોતાને નીકળતાં વેતજ સવત્સીગાય, પુષ્પ સહિત માળી, પુસ્તક સાથે બ્રાહ્મણ, સામાં મળ્યાં હતાં, તેનો તે વિચાર કરતો હતો. ઘડીમાં સારો વિચાર આવતો ને ઘડીમાં પોતાનો અસલ વિચાર સતેજ થતો. એમ વિચાર સાગરના તરંગમાં ગોથાં ખાતો પાંચ-સાત ગાઉ આવ્યો ત્યાંથી દૂર પશ્ચિમ દિશામાં એક શિવાલયનું શિખર, જે સોનેરી કળસથી સુશોભિત કર્યું હતું, જેને આપણા લોકો ઇંડું કહેછે, જેની અંદર હીરા, માણેક, પાનાં, પોખરાજ, લીલમ, લાલ, મોતી વગેરે જડેલાં હતાં, અને તેથી તેની કાન્તી સુંદર દેખાતી હતી તે નજરે પડ્યું. પોતે હવે ચાલતો હતો તે ભાગ તદન ઉજડ, વસ્તી વગરનો, રેતાળ, ગાડાં, ઘોડાં કે ઉંટ કોઇ ત્યાંથી મુસાફરી કરતાં નહીં તેથી રસ્તા વિનાનો, લાંબો પંથ કાપવાનો હતો, પણ સુભાગ્યે શિખરનું ઇંડું તેની નજરે પડ્યું હતું, તેની નિશાની રાખી, આડેઅવળે મુસ્કેલી વાળે રસ્તે ચાલ્યો જતો હતો. ત્યાં તેણે ભિન્નભિન્ન જાતનાં પશુપક્ષીઓ દીઠાં, પણ તે નિરવૈર હતાં તેથી તેને હથિઆરનો ઉપયોગ કરવો ન પડયો, પણ ઉલટુ આશ્ચર્યની સાથે અધિક ઉલ્લાસભેર તે તરફ જતો ગયો. જેમજેમ નજીક જતો ગયો તેમતેમ પેલું દેદીપ્યમાન દેવળ સ્પષ્ટ જણાવા લાગ્યું. જરા આગળ ચાલતાં ચાર ઘુમટ, કામદેવને જીતવાથી તેનાં જયવાદ્ય નગારાં અહીં લાવી ઉંધાં વાળ્યાં હોય તેવા, શિખર બંધ ,ઇંડા વાળા જોયા. તે ઉપરથી તેને પાંચ મંદિરનો આભાસ થયો, પણ તે તેની ભૂલ હતી, ને તે તેને પાછળથી સમજાયું કે, વચ્ચે ફક્ત એકજ શિવાલય છે, બાકીના ચારે તરફ શ્રવણ, કીર્તન, ભજન, તપ આદિ કાર્યને માટે ચારે ઘૂમટ દેરાને આકારે દેખાતા હતા. ચારે બાજુએથી શિવાલયમાં જવાતું, તેમ દર્શન પણ ચારે બા-

જુએથી થતાં. તમામ કામ રંગ બેરંગી આરસનું હતું. વચ્ચે મૂકેલા થાંભલા અને તેમાં કોતરેલી અનેક દેવ દેવીની મૂર્ત્તિઓ સાક્ષાત્ વિશ્વકર્માની કૃતિ જડ છતાં ચૈતન, તેજસ્વી, અને ભવ્ય ભાસતી, ચારે તરફ ઘૂમટોમાં લાદી પાથરી હતી, તે જોઇ બાહોશ કારીગર પણ છક થયા વિના રહે નહીં. તેમાં ગોઠવેલી વેલો, કમળ ફૂલો, નાનાંનાનાં આસનો વગેરેની ખૂબી અવર્ણનીય હતી. બધા મળી બાવન સ્તંભ હતા. ઘૂમટ ઉપર કોરેલી પૂતળીઓ અચ્છું ધ્યાન ખેંચતી હતી. તે જાણે કામારિની હજુરમાં વિનંતિ કરી પોતાના પતિનું રક્ષણ કરવા અનેક વેશે રતી આવી હોયની ! એમ ભાસતો હતો. તેને જોઇને ઉર્વશી, કે મેનકા અવશ્ય દ્વેષ કર્યા વિના રહેનહીં. ચારે ઘૂમટ ઉપર ભગવા ઝુંડા, કામદેવની જીતની વિજયપતાકારૂપ ઉડતા હતા. વચ્ચો વચ્ચ શંકરનું લિંગ સફેદ આરસનું સવા હાથ ઉંચું હતું. તેની આજુબાજુ જળાધારી રત્ન જચિત હતી. પાર્વતી, ગંગા, ગણેશ, નંદી, વગેરેની મૂર્ત્તિઓ સુંદર, તેજસ્વી લાગતી હતી. બે બાજુએ અખંડ ઘીના દીવા બળતા હતા. જળાધારી ઉત્તર તરફ હતી. આ બધું પેલો મુસાફર એકલો શાન્તિથી નિહાળતો હતો. તેવામાં નજીક સ્ત્રીઓનો અવાજ સંભળાયો, તેથી તે દૂર જઇ એક થાંભલાની પછવાડે સંતાઈ આશ્ચર્ય પામી જોવા લાગ્યો, કે શું ? ભૂત, ડાકિની, શાકિની કોણ છે ? આ નિર્જન વનમાં સ્ત્રીઓ કેવી !! થોડીજ વારમાં તેની શંકા દૂર થઇ. પાંચ સાત સ્ત્રી આવી જળાધારીની આજુબાજુ વીંટળાઈ વળી. તે તમામ સ્ત્રીઓએ અકેક ધોળું વસ્ત્ર પહેરેલું હતું, ને એ સિવાય બીજાં વસ્ત્ર કે આભૂષણ તેમની પાસે કંઇ નહોતું, પરંતુ તેમની સૌન્દર્યતા જોયાપરથી તેઓ દેવાંગના હશે એમ લાગતું. ગળામાં ચં-

બેલીનો એકેક હાર, હાથે જાઇનાં બેરખા, કંકણુને બદલે, વગર ગું-થેલા અંબોડાને દીપાવે તેવો માથાપર જુઇનો તોરો, કાનમાં ચં-પાનાં અને નાકમાં સરસવનાં ફૂલ હતાં. આ પુષ્પ અલંકારો, હી-રાજડીત સૂવર્ણાલંકારને લજાવતા હતા. યથાવિધિ ષોડશોપચાર પૂજન ચાલ્યું ને છેવટે નૃત્ય, તાંડવ આદિક કર્યું. આસુ સ્વરનાં ઈ-શ્વર સ્તવન સાંભળી થાંભલા પછવાડે ઉભેલો મુસાફર તો સ્તંભરૂ-પજ બન્યો. તમામ ક્રિયા પૂર્ણ કરી પોતાના પતિનું ક્ષેમ અને પો-તાનું અચળ પતિવૃત્ત રહે, આ યાચના કરી, સાષ્ટાંગ નમન્ કરી તે-મણે વિદાયગીરી લીધી. પેલો ગુપ્ત રહેલો મુસાફર ચકિત થયો કે, આ દેવીઓ કયાંથી આવી ? ને હવે કયાં જશે ? પણ અંધારી રા-ત હોવાથી તેનો પત્તો લાગી શકે તેમ નહોતું. કેમકે આશ્રમ દૂર હતો, આડાં પુષ્કળ વૃક્ષ હતાં, એટલે દૃષ્ટિ મર્યાદામાં આવી શકે તે-મ નહોતું. અને સ્ત્રીઓની પાછળ જવું, એ મારા જેવા ક્ષત્રિયને અનુચિત છે એમ ધારી તે ત્યાંજ રહ્યો; પરંતુ આટલું બધું ઇશ્વર સેવન, કીર્ત્તન, જે તેની આગળ થયાં, તેથી તેનું મન કાંઇ શાન્ત થવું જોઈએ, તેને બદલે ઉલટું વધારે દુઃખ ઉત્પન્ન થયું, અને અ-સહ્ય સંતાપ ઉત્પન્ન થયો. આમ થવાનું કારણુ એકે, તેણે પોતા-ની પ્રીયતમા ગુમાવી છે, તેના શોક સાગરમાં નિમગ્ન થઇ અહીં-થી તહીં રખડયાં કરેછે, અહીં પણ તેને માટેજ તે આવ્યો છે, તે-જ ત્રીયાના જેવો ભાસ આવેલી સ્ત્રીઓમાંની એક ઉપર નજર જ-વાથી તેને થયો. ફક્ત એકજવાર જતી વખતેજ તેનાપર દૃષ્ટિ પ-ડી હતી, તેથી વધારે ખાત્રી કરવાનો વખત ન મળ્યાથી હવે તે અધિક પસ્તાવા લાગ્યો. મધ્યદરિએ વહાણુ ઝોલ્લા ખાવા લાગ્યું. ઘડીકમાં વિચાર કરે છે કે; અરે ! એ સુનયના અહીં કયાંથી ? એ

હોય નહીં. એનાં દર્શન હવે આ આંખે કરી ચક્ષુ તૃપ્તીનો લાવો મળવાનો નથી, એ અબળા ક્યારનીએ દુઃખની મારી, પતિ વિયોગે કે શિયળ ભંગને ભયે પોતાની છાવણી સ્વર્ગમાં ઉઠાવી ગઈ હશે. હુંજ અકર્મી, મિથ્યા વચની, કાયર, કે હજુ સુધી આ ક્ષણિક વિશ્વમાં તલ્લિન થઈ, મિથ્યા વખત ખોઇ, તેને સ્વર્ગમાં પણ દુઃખી રાખવાનો યત્ન કરૂંછું, મતલબ કે મારૂં આ પતિત સ્થૂળ હજુ સુધી રાખી રહ્યોછું. ધિક્કાર છે આ મારા જીવને!! પવિત્ર અર્ધાંગનાને વિયોગે જીવતર શું વૃથા નથી ? તો વૃથા શાને જીવવું. ? કયા સુખને અવલંબન ગણું ? નહીં, નહીં. હવે જીવવાથી કંઇ પણ સાર્થક નથી, પણ જલદી દેહ પાડી તેને સુખ આપું અને હું લઉં. અહીં એક હૃદય વિનાના, અરે! જીવ વિનાના, અહીં તહીં ભટકવું, એમાં શું લાભ છે? માટે મરવું એજ નિશ્ચે. સુંદરપુરથી નક્કી ઠરાવ કરીનેજ નીકળ્યોછું કે શ્રી રાઘવેશ્વરમાં જઈ દેહપાત કરવો, કારણ કે તે શ્રી રામચંદ્રજીના સ્થાપિત દેવ મુક્તિદાતા છે. વળી સ્વર્ગમાં અધિક સુખ મારી સતી સાધવી સ્ત્રી સાથે મળવામાં પણ તેઓ મદદ કરશે. માટે હે જીવ ? હવે તારી કાયરતા તજ, અને આ તારા મલિન, અનેકવાર પ્રાપ્ત થયેલા સ્થુળ દેહને છેલ્લી વાર શ્રી રાઘવેશની છાયામાં ત્યાગ કર, કે જેથી જન્મ મરણ ટળી જાય. આવી રીતે ઝોલાં ખાતાં વહાણુ મધ્ય દરિએ ભાગવાની તૈયારી થવા લાગી. રાત્રિના દશ વાગ્યા છે, વદ ૧૩ છે, સઘળી તરફ ચૂપાચૂપ છે, તમરાં વગેરે નાના જીવોનો તથા પેલા તળાવમાં બોલતા દેડકાઓનો અવાજ, જાણે તેને ના,ના, કહેતો હોયની! આકાશ તરફ જુએછે તો, ચકચકિત હીરા જેવા નાના મોટા તારાઓ પુષ્કળ તેજસ્વીપણે જાણે કાળી ઓઢણીમાં અનેક નંગ જડયાં હોય તેમ લાગતું.

ગાથે તૂલારાશી હતી ચીત્રા અને સ્વાતિ નક્ષત્રના અતિ તેજોમય તારા ઉત્તર દક્ષિણ થોડે દૂર ઉભા રહી અતિ આનંદની સાથે વાતો કરતા હોય તેમ લાગતું. ધન્ય છે પ્રભુ! તારાઓમાં પણ તેં યુગ્મ બનાવ્યાં છે? જોષિઓએ આનું નામ તૂલા એટલે ત્રાજવું પાડ્યું, તેના કરતાં અનંત તેજોમય યુગ્મ નામ પાડ્યું હોત તો વધારે સારૂં ગણાત. અરે! તેજ ખરૂં યુગ્મ, કે કરોડ વર્ષ વિત્યાં તો પણ પોત-પોતાને સ્થળેથી પ્રીતિ તજી ખસતાંજ નથી!! આનુંજનામ ખરો પ્રેમ!! જોકે તેઓ આખા ગોળમાં ઘૂમેછે પણ સ્થળ બદલતાં નથી. પર-મેશ્વરે એવાં અનેક જોડાં દુનિઆમાં બનાવ્યાં છે, પણ અરે! આ તૂલા યુગ્મની પછવાડે આ શું? વૃશ્ચિક? (વીંછી) અને તેની નીચે ધન (ધનુષ્) ? શું? તેઓ આ સુંદર અને નિશ્ચળ પ્રેમવાળા જોડાનો અદેખાઈ કરી તેમાં ભંગ પડાવવા ચાહેછે? પરમ કૃપાળુંએ અનેક રત્ન ઉત્પન્ન કર્યાં છે. તે ખાણ, પર્વત કે સમુદ્રમાંથી મળી આવેછે. પણ તેમાં મનુષ્ય રત્ન સૌથી શ્રેષ્ટ છે, કારણ કે તે ચૈતન્યમય, તર્ક અને બુદ્ધિવાળું છે. તે રત્ન હીરાથી હલકું નથી, લાલ તેના આગળ નમાલી છે, માણેકનું માન ઉતરે તેવું છે, અને મુક્તાનો તો મુકાબલોજ થઇ શકે કેમ? વળી તે અમૂલ્ય રત્ન બ-નાવી તેની સાથે તેની જોડ પણ નિપજાવી છે. ધન્ય પ્રભુ!! તેં જે વખતે નળરાયને ઘડ્યો, તેની સાથે દૂર દેશાંતરે દમયંતીને બ-નાવી, રામની સાથે સીતા, દુસ્યન્તની સાથે શકુંતલા એ સર્વ એક સમયે પણ અગમ્ય રત્નો, એકેકથી કેવળ અજ્ઞાન તેમ દૂર હતાં છતાં, તારી અદ્‌ભૂત શકિતએ નિર્માણ કરેલાં યુગ્મને કેવાં સંયુક્ત કીધાં!! આ શું? તારી અકળ કળાનો ચમત્કાર નથી?. અરે! આ હત્ ભાગ્ય પણ પ્રીય શ્રીદેવીના કોમળ કરને સ્પર્શ કરી શક્યો,

તે પણ આકસ્મિકજ હતું. તેને તેં મારે માટેજ પેદા કરી હતી, અને તેના પિતાના કુળ સંહાર વખતે તેંજ જીવતી રાખીહતી. વળી મારે મનોહરપુર જવું, તેને જોવી, તેની સાથે સત્વર લગ્ન થવું, એ બધું તારી ઇચ્છાનું સારજ હતું, એમ હું ન કહું તો તારો મોટો અપરાધ કરેલો ગણાય, પણ અરે ! પ્રાચીન બનાવ સંભારતાં મને યાદ આવ્યું કે; નળ, દમયંતીનો શત્રુ પુષ્કળ, સીતા, રામનો શત્રુ રાવણ, દુષ્યન્ત તથા શકુંતલાનો દુર્વાસા, એ પણ તેં સાથેજ ઘડયાં હતાં, તેમ અમારો શત્રુ પણ હાલ હયાતજ છે, કે જેના વડે અમે આ દુ:ખ સહન કરીએછિયે. મારી બુદ્ધિ અલ્પ છે, આ ઉપરથી હું તને દોષ દેવા ચહાતો નથી. તેં સ્નેહી અને શત્રુ, સાથેજ બનાવ્યા, તેમાં તારૂં બુદ્ધિ ચાતૂર્ય કંઈ બીજુજ હશે. ખરેખર અગાઉના મારા જેવા દુ:ખી માણસનું ચરિત્ર મને આ શોક સાગરમાંથી મૃત્યુની અણીપરથી બચાવવાને પૂરતું છે. મારૂં કષ્ટ તેઓને લાખમે હિસ્સે પણ નથી, તોપણ તેઓ અણુહદ શકિતવાળા, અને મહાત્માઓ હતા, દેવરૂપ ગણતા, તો હું શા હિસાબમાં? એક માણસ જાત મારાથી બીજાં અનેક દુ:ખ સહન થઇ શકે તેમ છે, પણ વિરહનું દુ:ખ બહુ સાલેછે, તેમાં વળી પ્યારીનો પત્તો કયાંય છે નહીં, અને વખતે તે સ્વર્ગ ગમન કરી ગઇ હશે, તો હવે મારાથી કેમ જીવી શકાય ? હરહર. શ્રીરાધ્રવેશ ? તેં અનેક દુ:ખીઆનાં દુ;ખ દૂર કીધાં છે, અનેકને ન્યાલ કર્યા છે, તારા ઉદાર વરદાનને માટે શ્રી વિષ્ણુને અનેક અવતાર ધરી છળ પ્રપંચ કરવા પડયા છે, તે પાર્વતીના પતિ શ્રી ભોળાનાથ ? હું આજે કમળ પૂજા કરૂં છું તે સ્વિકારી, મને મારી ધર્મ પત્ની જ્યાં હોય તે લોકમાં લઈ જજે. આ પરિવર્ત્તિની સંસારમાં ફરી જન્મ આપીશ

નહીં. એમ કહી સમશેર—અરે ! ચળકતી વિજળી, કાળીનાગણુ, પ્રાણુાંતકરૂપ ધારણુ કરનારી રણાંગણુનો રંગ રાખનારી, જંગજી-તનારી, લોહીની તરશી, તાતી તરવાર મ્યાનમાંથી બહાર કાઢી ઈશ્વર સ્તૂતિ કરવા લાગ્યો.—

### રાગ બનજારાનો.

જય સાંબ સદા સૂખકારી, જગ પાળક છો ભય હારી. ટેક.
જય જય શ્રી નીરંજન નાથ, ગ્રહો દીન દાસનો હાથ. ( હો. )
મૂજ સ્તવન સુણો ઉર ધારી, જય સાંબ સદા ૧
તમે અગણીત કષ્ટો કાપ્યાં, શર્ણાગતને સૂખ આપ્યાં;
જ્યાં ભસ્મ થાય ભય ભારી, જય સાંબ સદા. ૨
ક્ષત્રીની ટેકને માટે, પરતો દીન નીશ ઉચાટે;
અતી સહન કર્યાં દુઃખકારી, જય સાંબ સદા. ૩
પ્રિયા પ્રાણી અહીં દુઃખ દીધું, કશું રાજ્ય સૂખ નવ લીધું;
હજૂ બાળ નહીં કામારી, જય સાંબ સદા. ૪
હવે રાજ્ય પાટ શું કરવું ?, રૈયત દુઃખ શાને ધરવું ?
છે વૈભવ દુષ્ટ વીકારી, જય સાંબ સદા. ૫
મુજ સતી શીરોમણી પ્યારી, દે ખબર છેલ્લી આ મારી;
અરપું શીષ હે ત્રિપૂરારી, જય સાંબ સદા. ૬
કરી પ્રણામ અંતે માગું, જે કાજ સહુ સૂખ ત્યાગું;
મેળવ સ્વરગે મુજ પ્યારી, જય સાંબ સદા સૂખકારી. ૭

સ્તૂતિ કર્યા બાદ જેવો તે તરવાર ઉચકે છે, તેવોજ "**મા**" શબ્દ સંભળાયો. એથી અચક્યો અને વિશેષ સાંભળ્યું કે;—

**भर्त्ताचरामोजनकःपिताच,गुरुर्वशिष्टःसकलार्थसिद्धिः**
**मुखंनलेभे क्षणमात्रसीता,बलीयसीकेवलमीश्वरीच्छा.**

વળી—

स्वयं महेश तनयो गणेश, सखाकुबेर श्वशुरोगिरीश;
तथापि भिक्षाटनमेव शंभो, बलीयसीकेवलमीश्वरेच्छा

અરે હે શંકર! તમે આથી મને ધિરજ દઇ મારા જીવનું રક્ષણ સૂચવોછો?

એટલામાં વળી—

वने रणे शत्रुजलाग्नि मध्ये, महार्णवे पर्वत संकटेवा
सुप्तं प्रमत्तं विषमस्थितंवा, रक्षन्तिपुण्यानिपुराकृतानी.

એ અવાજનો જવાબ દેછેકે; ભલે પૂર્વનાં પુણ્ય મારૂં રક્ષણ કરવા આડાં ફરે, પણ હેપ્રભૂ? હું મારા નિશ્ચયથી ફરનાર નથી. મારી દિલગીરી અપારછે.

प्राप्तव्यमर्थंलभतेमनुष्यो, दैवातितुंल्लंघयतुंनशक्य;
तस्मान्नशोचोनहींविस्मयोमे, यदस्मदीयंनहींतत्परेषाम्.

હે પ્રભૂ? તું મારાપર સાચોજ તુષ્ટમાન થયો હોય, તોપણ જ્યાંલગી હું મારી પ્રિયાને નજરે નહીં દેખુ, ત્યાં સુધી આ મારા નિશ્ચયથી ડગવાનો નથી. નહિતો પ્રભુ મને તેનો પત્તો બતાવો.

માથે મોટી જટાછે, ભગવો જભો પહેરી લીધોછે, કપાળમાં ભસ્મ છે, હાથમાં રૂદ્રાક્ષનો બેરખો છે, એવા એક મહાત્મા થાંભલા પછવાડેથી નીકળી તે મુસાફર પાસે આવી કહેછે કે; તમારી મૂળ વાત શું છે? તે મને ખરેખરી જણાવો. દીવાનું ઝાંખું તેજ હોવાથી તેઓ એકબીજાને બરાબર ઓળખી શકે તેમ નહોતુ. પેલા દુઃખી મુસાફરે વાત શરૂ કરી, અને મનોહરપુરમાં શ્રીદેવી સાથે હસ્ત મેળાપ થયો,

આ વાત આવતાં, યોગીરૂપે આવેલી પોતાના આશ્રમમાં ભર નિદ્રામાં સૂતેલી, ત્યાં તેને સ્વપ્ન લાગેલું કે; શ્રી રાઘવેશના મંદિરમાં એક મુસાફર કોઈના વિયોગથી કમળ પૂજા કરવાને તત્પર થયોછે. આથી જેની નિંદ્રાદેવી રીસાયાં છે, અને તરત જેણે વેશ ફેરવી આવી એક થાંભલા પછવાડે ગુપ્તસ્થાન લીધેલું છે તે સતી શ્રીદેવી યોગરૂપે પ્રત્યક્ષ થઇ, ને તુર્ત પોતાના પ્રાણનાથને કંઠે વળગી પડી. આહા! શું આનંદખૂબી અને અજાયબી!! બંને જણાં ઉપલક વાતચિત કરી સહજ તૃપ્ત થયાં અને હર્ષાશ્રુ પાડવા લાગ્યાં, પણ હવે મોડી રાત થઇ ગઇ છે ને રૂષિ જાણે તો વખતે શાપ આપે એવા ભયથી, પોતાના પ્રાણાધારને સવારમાં આશ્રમે આવવાનું કહી તરત તે ચાલતી થઇ, અને આશ્રમમાં જઇ પાતરાંની પથારીપર સૂઇ તે હર્ષ ઘેલી, ઇશ્વરનો ઉપકાર તથા સ્મરણ કરતી રાત્રિ વિતીત કરવા લાગી.

લાંબી જટા, ઉજ્વલ દાઢી, અતિ તપધારી જેનું શરીર, વર્ણે ગૌર, તત્વ મનન એજ જેનું પરમ દ્રવ્ય છે, શીલ, સંતોષ, ક્ષમા આદિક ઉત્તમ અલંકાર જેણે ધારણ કરેલા છે, તપવડે શરીર છેક કૃષ છે, આ દુનિઆની સર્વ સ્મૃદ્ધિ જેને મન તુચ્છ છે, કુશાસન, કમંડલુ અને કૌપીન એ જેની વૈભવ સામગ્રી છે, જેને મોક્ષની પણ ઇચ્છા નથી તો આ દુનિઆના નાશવંત પદાર્થને તે શું કરે? તાપ, ટાઢ કે તૃષા જેને વ્યાધિ કરી શકતા નથી, ભોગની તૃષ્ણાજ નથી, વ્યાધિનું શું ચાલે? દુર્વાસનાનો નાશ કરેલોછે, તેને આધિ તો હોયજ ક્યાંથી ?આધિ વ્યાધિ, કંઈ અસર કરી શકતાં નથી, તો ઉપાધિ સેંકડો ગાઉ દૂર નાસતી ફરે એમાં નવાઈ શું? જેને ખરૂં તત્વ સમજાયું છે તે મિથ્યા મસ્તક શાને કૂટે? દિવસ રાત્રિ નિશ્ચિંત તત્વ મનમાં નિર્ગમન કરેછે. સંતોષરૂપી રાજા અધિ-

રાજા છે, ચિત્ત શાન્તિ એજ પરમ સુખી છે, મનોનિગ્રહ એજ પરમપદ દાતા છે, જ્ઞાન એજ મોટું દાન છે, તપ એજ મહન્ શક્તિ છે, કે જેનાથી મન સંયમ થઈ શકે છે. ઇશ્વરજ સત્ય છે, બીજી તમામ વસ્તુ અસત્ય છે, ઇશ્વર સઘળે છે, સર્વમાં છે, તેનો રંગ કે આકાર કહી શકાય તેમ નથી, જ્યાં જેવો ત્યાં તેવો ભાસેછે, જગત અનાદિ પણ અંતવાળું છે, માયા, જીવ, કર્મ આદિને પણ તેમજ છે, ફકત ઇશ્વર એકજ અનાદિ અનન્ત છે. અકર્તા અભોકતા છે. પોતાનો આત્મા અભિન્ન પરમાત્મા છે, તે સત્ નિરંજન, નિરાકાર, અલીપ્ત, અછેદ્ય, અભેદ્ય, અકલેદ્ય છે, એમ પોતે માને છે અને બીજાને તેવો ઉપદેશ કરેછે. એવા મહર્ષિ સાહેબ, એક દિવસ સવારમાં પોતાના નિત્ય કર્મમાં મશગુલ હતા તેવામાં તેમની પાસે એક વિકાળ જેવું મોં, દાંત, હાથ, પગ, રંગ, જોતાં અતિ ભય ઉપજે તેવો માણસ એકદમ આવી હાથ જોડી ઉભો છે. રૂપિરાજ ધ્યાનમાં હતા, તેમની આંખ ખુલ્લી થતાં સામે ઉભેલા વિકાળ રાક્ષસને જોઈ તેઓ ભય ન પામ્યા, પરંતુ એમ સમજ્યા કે, આ દૂત કંઈ કામે આવ્યો હશે. મુનિરાજે તેને આવવાનું કારણ પૂછતાં તે કહેવા લાગ્યો કે;—મહાત્મા શ્રી ? મહારાજા ધર્મરાજે મને આપની હજુરમાં એક વિનંતિ કરવાને મોકલેલો છે, તે એ કે, આપના આશ્રમમાં આવી વસેલા એક આદમીની ઉમ્મર વિતીત થઇછે, માટે તેને યમરાજ સમક્ષ લઇજઇ ખડો કરવોજોઈએ, પરંતુ આપના તપોવનમાં આપના પ્રચંડ તપ પ્રભાવથી અમે પરિતાપ પામીએ છિએ. તો કૃપાળુ હવે યથાઘટિત કરવા આજ્ઞા કરશોજી. રૂપિરાજે એ વાતની ખાતરી કરવા સમાધિ લગાવીને જોયું તો, રાજકુંવર પ્રતાપસિંહની આયુષ્ય દોરી હવે પૂર્ણ થઇ છે, એમ લાગ્યું. તરત તે-

ગણે સમાધિ ઉતારી દીધી અને પેલા દૂતને કહેવા લાગ્યા કે; ધ-ર્મરાજા પાપીઓને પીડા કરેછે કે ખરા પવિત્રને પણ હેરાન કરવા માગે છે ? આ સતીપતિ પ્રતાપસિંહને હાથ લગાડનાર કોણ છે ? ઘણી વખત યમરાજને પોતાના આવા અવિચારી કામને માટે પ-સ્તાવું પડયું છે, તે શું ? તેઓ ભૂલી ગયા છે ? અનસૂયાની બેન, કે જે અનસૂયા જેવીજ પવિત્ર પતિવ્રત્તા હતી, અને તેનો સ્વામી અતિ દુર્ગુણી, પાપી, અને અનાચારી હતો. તેને માર્કંડેય રૂષિએ સૂ-ર્યોદય થતાંજ મરણ પામવાનો શાપ આપેલો હતો, પણ તેની સ્ત્રી-ના સતીત્વ પ્રતાપે સૂર્યોદયજ ન થયો, અને આખરે સર્વ દેવતાએ તે સતી શિરોમણિની સ્તૂતિ કરી, તથા તેનો પતિ, જે કોઢીઓ રકતપીતના દરદથી પીડાતો વૃદ્ધ હતો, તેને બદલે નવયૌવન બનાવી સર્વ દેવોએ તેને અભય કરી, ત્યારેજ સૂર્યોદય થયો. આશુ ? યમ-રાજ ભૂલી ગયાછે? વળી સતી સાવિત્રિને પ્રતાપે, તેનો ધણી જે અ-લ્પાયુષી હતો, અને જેનો જીવ યમરાજે પોતાના કબજામાં લીધો હ-તો તેને છોડી દઈ તેના આયુષ્યમાં વધારો કરી આપ્યો હતો, તથા તેના પિતાને દેખતો કરી સાવિત્રિના પિતાને પુત્ર આપી પોતાના અ-પરાધનો દંડ આપ્યો હતો, આ તો સ્મૃતિમાં હશેજ. આવા સેંકડો દાખલા બની ગયાછે. તમારા ચિત્રગુપ્તને કહેશો તો તે લખીત પૂરા-વા રજુ કરશે; તો આ શ્રીદેવી, જેકે અગાઉની સતીઓને લજ્જા સ્પદ કરે તેવું શુદ્ધ પતિવ્રત પાળેછે, પતિ અને પરમેશ્વરમાં કાંઇજ તફાવત ગણતી નથી, જે ઇશ્વર પ્રત્યેનાં પારમાર્થિક ધર્મકાર્ય પણ પતિ આજ્ઞા સિવાય કરતી નથી, ને સંપૂર્ણ સમજે છે કે એકાદશીનું વ્રત, જપ, તપ, દાન આદિક જો પતિની આજ્ઞા સિવાય કરીએ તો નિરર્થક જાય, તો વ્યવહારિક કામ તે પતિની આજ્ઞા સિવાય કરેજ

કેમ? પતિના પહેલાં ભૂલે ચૂકે પણ અન્નજળ લેતી નથી. વળી યુવાન સ્ત્રી પુરૂષોને કામ પીડા કરેછે, પણ આ યુગ્મ અતિ પવિત્ર છે, બંને યુવાવસ્થામાં ભરપૂરછે, હજુ સંસારી લ્હાવો લીધો નથી, બંને જણાં એકજ સ્થાને નિવાસ કરેછે, છતાં આ તપોવનની મર્યાદા ઉલ્લંઘન કરતાં નથી. આ તેમનું કેટલું ધૈર્ય, કેટલો મનોનિગ્રહ, મર્યાદશીલપણું, અને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થયા છતાં તેના તરફ અન્ય દુર્વિકારથી નહીં જોવાપણુ બતાવી આપેછે!! એમની દ્દઢતા જોઇ મને ખરેખરી તાજુબી લાગેછે. ફક્ત તેઓ બંને વચ્ચે નિર્મળ પ્યારજ જીવનરૂપ છે. એમાંથી એક ઓછું થતાં બાકી રહેલું એક જીવી શકશે નહીં. મને ખાતરી છેકે. આ વાત જો સતી શ્રીદેવી જાણે, તો તે પોતાના પ્રાણનાથની પહેલાં પોતાના સ્વામીની સેવા કરવા હમણાંજ સ્વર્ગ તરફ ત્વરાથી દોડે. પતિવ્રતાનો ધર્મ એ છેકે, પતિને જોઇતી સામગ્રી તેને જોઈએ તે પહેલાં તૈયાર કરી રાખવી જોઈએ. અહીં તેને અમારી વૃધ્ધોની મર્યાદા રાખવી પડેછે, વળી તેની સાથે અમારી સેવા સામગ્રીમાં તલ્લીન રહેવું પડેછે, તોપણ પોતાના સ્વામીને કોઇ વાતની ન્યૂનતા પડવા દેતી નથી. જેમ બને તેમ તેને સુખી કરવાનો પ્રયત્ન કરેછે. નિશ દિન તેના મનની મુખ્ય વસ્તુ તેજ છે. આવાં પ્રેમી અને પવિત્ર જોડાં દુનિઆમાં વધે અને લોકો સુખી, સદાચરણી અને ખરા પ્રેમની બુજ કરતાં શીખે, એમ ધર્મરાજે વિચાર કરવો જોઇએ, કે પોતાની સમક્ષ ઘણા અપરાધીઓ આવેછે, તે છેક ઓછા થઇ જાય, અને આ જગત કેવળ દુઃખમય ભાસે છે તે સુખરૂપ ભાસી, તેમાં વસનારાં સુખી, પવિત્ર, અને પુણ્યશાળી થઈ સ્વર્ગે ગમન કરે, તથા નર્કમાં ત્રાસ પામતા પ્રાણીઓના દયાજનક પોકાર કાને ઓછા સાંભળવા પડે. ધન્યછે આ જોડાને? આ-

વાં અનેક પ્રેમી જોડાં, અદ્વૈત પ્રેમ મૂર્ત્તિ, ધર્મશીલ જોડાં આ પૃથ્વી ના અલંકાર રૂપ છે. તેમને સુખી અને દીર્ઘાયુષી કરી અન્ય જનોને તેવાં થવા લલચાવવાં જોઇએ. આ ક્ષણિક સંસારમાં પંચમહાભૂત મઝીયારો વ્યાપાર કરી અનેક ઘાટ ઘડે છે, એકમાંથી અનેક કરેછે, પણ પાછો કજીઓ થવાથી મઝીયારો વહેંચેછે. પંચભૂત જૂદાં પડી ઘડેલ ઘાટનો નાશ કરી નાંખેછે, અનેકનું એક રહેતું નથી, લાખો થયા, લાખો ગયા, વીર, ધીર. સમર્થ, શૂર, વિદ્વાન, જોષી, વૈદ, રાજા, રંક, નવયૌવન સુંદરીઓ, સારા અને નઠારા. કોઈ અમર રહ્યું નથી, કોઈ રહેવાનુ નથી, કાળચક્રમાં સૌ ખપી જાયછે. અરે કાળ? મહાકાળ, તું પણ અનાદિ અને અનંત હમેશાં યુવાવસ્થામાંજ રહેછે. કોઇ વખત તારી અતી ક્રુરતાથી લોકોને અતિશય ત્રાસ ઉપજે છે, પણઅરે! તેં રૂષિ, મુનિ, તપસ્વી, ત્રિકાળ દર્શીઓ તો શું, પણ પરશુરામ, રામ, કૃષ્ણ, આદિકને પણ રહેવા દીધા નથી. રાવણ અને જરાસંઘ જેવા અટલ શૂરાને પણ તારી કાળી પાંખમાં કંઈએ સંતાડી દીધા, તો બીજાના શા ભાર!! મારા મનમાં જન્મ મરણનો જરા હર્ષ શોક નથી, પણ આ પૂર્ણ પવિત્ર પ્રેમી જોડું હમણાંજ અનુસંધાન પામ્યું છે. વળી આ કળીકાળમાં એમના જેવાં યુગ્મ બહુ થોડાં છે, માટે તેમને કંઇ સંસાર સુખ લેવા દેવું જોઇએ, તેમ તેઓનો દાખલો લઇ અન્ય લોકો સદાચરણે વરતે, આ બે હેતુથી રાજપુત્ર પ્રતાપસિંહને તેની વહાલી શ્રીદેવીના મૃત્યુ સુધી આયુષ્ય વધારી આપવુ, એમ મારો વિચાર છે. જનમ્યું તે જવાનુ છે, નામ તેનો નાશ છે, ઘાટ ઘડાયો તે નિશ્ચે ભાગશે, સૂર્ય, ચંદ્ર, તારા, દેવ, ગાંધર્વ, રાક્ષસ આદિ જળના બુદબુદાની પેઠે જેમાંથી ઉત્પન્ન થાયછે તેમાંજ લય પામેછે. ઉત્પત્તિ, સ્થિતિ ને લય એ કુદરતના સ્વાભા-

વિક વ્યાપાર છે. તેમાં કોઈથી આડ થાય તેમ નથી; પણ તપવડે, જ્ઞાનવડે આયુષ્યમાં વધારો થાયછે, એકનું આયુષ્ય બીજાને આપી શકાયછે. જેમ રામચંદ્રજીએ પોતાના પિતાની બાકી રહેલી ઉમ્મર ભોગવી હતી તેમ મારા આયુષ્યમાંથી શ્રીદેવીની બાકીની ઉમ્મર જેટલું લાંબું આયુષ્ય, હું આ રાજપુત્રને આપુંછું, કે જે સારી રીતે તે ભોગવી શકશે. એના બદલામાં મને શ્રીનારાયણ વહેલા બોલાવી લેશે. આથી દૂત ઝાંખો પડયો. હવે કંઈ વળે તેમ નથી. મુનીરાજ આયુષ્ય આપી ચૂક્યા, તેમાં મીનમેષ થાય તેમ નથી. આમ ધારી દંડવત્ પ્રણામ કરી તે યમપુરીને માર્ગે ચાલ્યો, ને સર્વ વાત યમરાજાને નિવેદન કરી.

આ બધી વાત, બાજુપરની પર્ણકૂટીમાં બેઠેલી શ્રીદેવી જે શિવાર્ચનને માટે ચંદન પુષ્પાદિ તૈયાર કરતી હતી તેણે સાંભળી. યમદૂત ગયા બાદ મહર્ષિને દંડવત્ કરી પોતાનાપર કરેલા મહદ્ ઉપકાર માટે સ્તવન કર્યું. મહર્ષિએ **अखंडसौभाग्यवतिभव** આશિર્વાદ દઇ તેને અભય કરી; તથા આ વાત તેના સ્વામી કે બીજા કોઇને ન કહેવા આજ્ઞા દીધી, કે જે આજ્ઞા તેણે જન્મભર પાળી. ત્યાં કેટલોક વખત આપવિત્ર મહર્ષિની સેવા કરવામાં કાઢયો. સાધુ અને સાધુતા. એ અમૂલ્ય પદાર્થ છે. હે પારસમણિ ! તારા કરતાં પણ તે ઘણું કિમતી છે, કેમકે તું લોહાનું સોનું બનાવે છે, પણ જડનું જડજ. ભલે તેની કિંમત વધારે છે તેથી શું થયું ? સત્પુરૂષતો પોતાની સાધુતાથી એક અતિ દુષ્ટ, દુર્વિકારી, જેની કિંમત કાંઇજ નહીં અને જેની સોબતથી ઉલટો ભય રાખવો પડેછે; તેને સજ્જન, સર્વ શુભગુણ સંપન્ન કરી જ્ઞાન દાન દઈ અત્યુત્તમ મુક્તિ તત્વનું ફળ ચખાડેછે. તે સ્વાદ મને આ સાધુઓથી મળ્યોછે, આ-

ને મારાં સદાચરણ હું દૃઢ કરી શકી. સર્વ શુભગુણોનો આ નિવાસ, શિષ્યોને પાઠશાળારૂપ છે. પ્રદર્શન શૈલીનો પ્રયોગ દરરોજ પ્રદર્શીત્ત થાયછે. અરે ! પણ તેમની ઉદારવૃત્તિ, ધન, ધરા, કે બીજી સામગ્રી ઉદારતામાં આપી શકાય, પણ આ દેહ લાંબી મુદત ટકવાનું અમૂલ્ય સાધન આયુષ્ય, જે કરોડો ઉપાયથી પાછું મળી શકતું નથી. જો " જીવે નર, તો ફિર બિછાવે ઘર. " મતલબ કે જીવતાને બધું મળે.

**आत्मानं सततं रक्षेत्, दारैरपि धनैरपि;**
**पुनर्दारा पुनर्वित्तं, न शरीर पुनः पुनः.**

પોતાના શરીરને લાંબી મુદત સુધી ટકાવી રાખવું. એ રહેશે તો ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ ચારે પુરૂષાર્થ પાર પડાશે, ને સર્વ સુખ સંપાદન કરાશે, પણ " આપ મુએ પછી ડૂબ ગઇ દુનિઆં" મરી ગયા પછી કંઈજ મેળવી શકાતું નથી. આ સંસારમાં, આખાં જગત્માં અમૂલ્યમાં અમૂલ્ય અને પાછો ન મેળવી શકાય તેવો આ દેહ—મનુષ્યદેહ, તે પણ પરોપકારાર્થે આવી રીતે અર્પણ કરનાર સાધુઓજ, જેને મન ધન, ધરા, દારા, દીકરા અને અમૂલ્ય પણ નાશવંત શરીર, મતલબ કે દુનિઆના તમામ પદાર્થ જેણે અસત્ કરી માન્યા છે, અને તે ઉપલક કહેવાના નહીં, પણ તે પ્રમાણેજ વર્ત્તવાના. આવા સાધુઓનેજ ખરા સાધુ કહેવા. સંસારી કરતાં પણ જેને વધારે વ્યવસાય છે, અને દુર્વ્યસન તથા દુર્વાસનાએ જેના હૃદયમાં અચળ નિવાસ કર્યો છે, એવા સાધુની સંગતમાં ઉલટો ખેદ ઉપજે છે, અને તેઓ ઉભય ભ્રષ્ટ થાયછે. વળી તેઓ પોતાના શિષ્યને પોતાના જેવો બનાવે છે. ધિક્ક છે, એવા ભગવાં લજાવ-

નાર નર પશુઓને ? ? આવી રીતે સદ્‌વિચારમાં પોતાનો કાળ નિર્ગમન કરતી હતી. એક માસ રહી તેણે પોતાના સ્વદેશમાં જઈ વૃદ્ધ માબાપને, રૈયતને, અને સ્નેહી સંબંધીઓને મળી વિયોગનું દુઃખ ટાળી તેમને સુખી કરવાનો વિચાર ધાર્યો. બીજે દિવસે તેણે મહર્ષિ તથા રૂષિપત્નીઓની આજ્ઞા માગી. મહાત્મા સાલ્વે આ જોડની કુશળતા ઈચ્છી, અને છેવટે, સત્યનો જય થાઓ, તમને ઇશ્વર સુખી કરશે, શત્રુ પરાજય પામશે, અને બંને ભવ સુખરૂપે ગુજરશે. એમ કહી માથે પવિત્ર હસ્ત મૂકી સાલ્વ રૂષિની સતી શિરોમણિ પત્નીએ શ્રીદેવીના ગળામાં એક અમુલ્ય પુષ્પ હાર આરોપણ કરી તેને કહ્યું કે, આ હાર તારા સ્વામીની જીંદગી સુધી કરમાશે નહીં. પછી બંને સ્ત્રી પુરૂષને, આ દુનિઆમાં કેમ વર્તવું; તે સંબંધી ઉત્તમ શિક્ષા આપી, કોઇ વખતે આ મહર્ષિઓનાં દર્શને આવવાની ભલામણ કરી આશિષ્ દઈ વિદાય કર્યા ત્યારપછી આ ઉપકારી જોડું પોતાના વતનમાં, કુટુંબ સહોદરમાં પોતાનો રાજ્ય વૈભવ માણવા અને યથેચ્છ વરતવા અહીંથી ગમન કરવા ધારેછે, પણ અન્યોઅન્ય એવું મજબૂત પ્રેમ બંધન બંધાયું છેકે તેમનો પગ ઉપડી શકતો નથી. વારંવાર તેમના ઉપકાર તથા સદ્‌બોધનું સ્મરણ થાય છે, અને બંને જણાં છાતીફાટ રૂદન કરેછે. રૂષિમંડળ તેમના મનનું સાન્તવન કરી, ફરી મળવાની આશા આપી, સદાચારે વર્તવાની શિક્ષા આપી વિદાય કરેછે. અહા સ્નેહ ? ? તારી બલિહારી છે. સુંદર મહેલમાં, મોટા નગરમાં, સેંકડો દાસદાસી સાથે રહી અનુપમ સુખ ભોગવનારાં માણસોને આ તપોવન, તેની એક પર્ણકૂટી, તેમાં પણ દાસત્વ, તે છોડવું ગમતું નથી. ખરે પ્રેમ ! જો ઈશ્વરે તને તારા સ્વસ્વરૂપે પ્રકટ ન કર્યો હોત તો આ દુનિઆંનો

રેંટ નિયમાનુસાર ન ચાલતાં કયારનોએ અદર્શ થયો હોત. પશુ, પ-
ક્ષી પોતાનાં બચ્ચાંને કેવી રીતે ઉછેરેછે ? તે સઘળાએ દીઠું હશે.
તે કયા સ્વાર્થથી એમ કરેછે ? કયાં તેઓ વૃદ્ધા વસ્થાએ પોતાનાં
બાળકને પાળવા આવેછે ! તે તો પાંખ કે પગ આવ્યા પછી ગ-
મે તેવાના કબજામાં પડી જઈ પોતાની આખી જીંદગીમાં ફરી ગ-
ળી શકતાં પણ નથી, પણ હે પ્રેમ ! તારી કૃપાથીજ સૌ નાનાનું
મોટું અને મોટેથી વૃદ્ધ થાયછે.

---

## પ્રકરણ ૧૨ મું.

અઘોર વન, જેની ચારે દિશાએ વીસવીસ ગાઉ સુરતું ગામ
નથી. નિર્જનવન, તેમાં એક મોટું ઘટાવાળું, જેની છાયામાં હજારો
માણસ શીતળ થાય, જેના ફળથી હજારો જણની ક્ષુધાતૃપ્તિ થાય.
એવું એક કલ્પદ્રુપ, તેના પત્રથી અતિ આચ્છાદિત થયેલી એક ડા-
ળી ઉપર બે વટેમાર્ગુ મનુષ્ય રત્ને વાઘ, સિંહ, સર્પ આદિ શત્રુઓ-
નો ભય ટાળવા રાત્રી નિર્ગમન કરવાનો નિશ્ચય કર્યો છે, તે બંને જ-
ણ ડાળીમાં ચુપચૂપ બેઠા છે. રાત્રી અંધારી, મેઘલી, જાણે કાળ-
રાત્રી પોતેજ. એકે તારો પણ નજર આવતો નથી. બાષ્પભવને પો-
તાને બળે પેદા કરેલી અનેક કાળી, ભૂરી, રંગ બેરંગી, પણ કા-
ળરાત્રીને પ્રતાપે કાળી દેખાતી વાદળીઓ ધૂમાધૂમ કરી રહી છે. આ-
કાશને આચ્છાદિત કરી જબરો ઘેરો ઘાલ્યો છે. જો આ વખતે વા-
દળાંમાં છૂપાએલો ચંદ્ર હોત, તો એ સારૂં. તેમાં કમનસીબે ધાડુંવ-
ન, એટલે અંધકારનું રાજ્ય પ્રસરેલું હતું. પ્રભાકર કે શશીનું ગ્ર-
હણ થયું હોય તોપણ આનાથી તો ન્યૂનતાજ. પક્ષીઓ તમામ પો-
ત પોતાના માળામાંથી આવી થોડીવાર પોતાના મધુર સ્વરોથી જે

આનંદ આપતાં હતાં તેઓ પણ શાન્ત થયાં. સાપના ફુફવાડા કોઈ કોઈ ઠેકાણે સંભળાતા હતા તે બંધ થયા. વાઘ તથા સિંહનું બરાડવું, મેઘની ગર્જના સાથે ભ્રાન્તીમાં નાંખતું હતું. મેઘ કોઇ કોઈ વખત ગર્જના કરતો ઝરમર ઝરમર છેક હલકે ફોરે વરસાદ વરસતો હતો, તમરાં તીના સ્વરે બોલ્યાજ કરતાં. પતંગીઆં ઉડતાં તે જાણે કોઇ કોઇ ઠેકાણે અગ્નિ કણ ઉડતા હોય તેમ લાગતું. આવા ભયંકર રાનમાં કોઈ માણસની દિવસે હિમ્મત રહે તેવું નહોતું, તો રાત્રે કેમ આવી શકાય ? તેમાં પણ ચાતુર્માસની મેઘલી રાત. પાસે ઉભેલા કે બેઠેલાને દૃષ્ટીગોચર કરી શકે નહીં. ફકત અવાજ એજ કંઇ પણ જાણવાનું સાધન,

રાત્રીના દશ વાગ્યા છે, ચલીઉં પણ ફરકતું નથી. એટલામાં દૂરથી વનનાં વૃક્ષેનો ખળભળાટ સંભળાગો. થોડીવાર આ બંને મુસાફરોએ એક કાને થઈ સાંભળ્યા કર્યું. તો ઘોડાઓની પડઘીનો અવાજ કાને પડગો. તેઓ થોડીવારમાં ઝાડ તળે આવી પહોચ્યા, અને બધાએ એકમત થઈ તે ઠેકાણેજ રાત્રિ ગાળવાનો નિશ્ચય કર્યો. ઘોડાઓને ઝાડના થડ સાથે લાંબા દોરડાથી બાંધ્યા, કે તેઓ દૂર સુધી ચરી શકે, અને પછી તેઓ ઘાસીઆ નાંખી પાસ પાસે બેઠા. સર્વ પાસે બંદુકની સળગતી જામગરીઓ હતી તે વતી દેવતા પાડી હુક્કા ભરી વાતોના તડાકા મારવા લાગ્યા. વાઘ કે સિંહ નજીક ન આવી શકે માટે દૂરના એક વૃક્ષ તળે જૂદી તાપણી કરી હતી. માથે વરસાદ વરસતો હતો, પણ તે પરોપકારી કલ્પદ્રુમની ઘટા એવી હતી કે નીચે એક બુંદ પણ પડે નહીં, ઝાડ ઉપર બેઠેલા મુસાફર તો આ અચાનક મામલો જોઇ સ્તબ્ધ બની કેવળ જડરૂપ ધારણ કરી ઝાડની ડાળીને વળગી રહેલા હતા, એટલે પેલા

નીચે બેઠેલા વટેમાર્ગુઓની વાતમાં કોઈ વિઘ્ન નાંખે તેવું હતું નહીં. તે બધા મળીને ૨૦ ઘોડેશ્વાર હથિઆર બંધ હતા.

**સરદાર**—આજની લાંબી અને વિકટ મુસાફરીથી ઘોડા અને આપણે થાકી ગયા છિયે, માટે જરા જરા અફીણ લ્યો. સર્વે તે લીધું. કાળીયું, કાળીનાગનું ઝેર, રૂંવે રૂંવે પ્રગટતાં થાક ઉતરી મઝેમાં વાતો કરવા લાગ્યા.

**૧ લો સિપાઇ**—બાપુ ? આપણે આ રખડપટમાં બે માસ થયાં તનમનથી ધુમીએ છિયે, તો પણ કંઈ વળ્યું નહીં. હવે આપણે પાછા કૃષ્ણનગર કયારે જઈશું ? જો બે ચાર દિવસમાં જવાય તો સારૂં કે જલદી ઘરની સંભાળ લેવાય.

**બીજોસિપાઈ**—હા. તેતો સૌને ગમતું છે, પણ આપણા દુષ્ટ રાજકુંવર ભીમસિંહે આપણને હુકમ કર્યો છે કે, મારો જીવ લેવાનો પ્રયત્ન કરનાર સ્ત્રીને જલદી પકડી લાવો, અને જો પકડયા વિના આવશો, તો હું તમને ગરદન મારીશ.

**ત્રિજોસિપાઈ**—એ ન મળે તો એના જેવી બીજીને પકડી જઇએ. શું એ બાઈને તમે ઓળખોછો કે પકડશો ?

**ચોથોસિપાઈ**—હા, હું તેને સારી પેઠે ઓળખુંછું. મને ભીમસિંહે ત્રણ ચાર વાર તેને સમજાવવાને મોકલ્યો હતો.

**પહેલોસિપાઇ**—શું સમજાવવા ?

**ચોથો**—પોતાની રાણી થવા માટે, પણ તે બાઇ એક અટલ પતિવ્રતા હતી તે કેમ ચળે? જ્યારે તેના ઉપર સખ્તાઇ થઇ ત્યારે તે આપણા રાજકુંવરને મુર્છા પમાડી ચાલતી થઈ. તેમાં શું ખોટું કે ગુનો કર્યો છે? હવે તેને પકડી આણીને શું ફાંસીએ લટકાવવાની છે ? ના. તેને તો પોતાની પાટરાણી કરી રાજ્યમહેલની અધિષ્ટાતા અ-

બનાવવી છે. ધિક્કાર છે એવા રાજપૂત્રોને ! ! અને ધિક્કાર છે આ પેટને ! ! કે આપણે પણ એવા લંપટની તાબેદારી કરી તેનો અયોગ્ય હુકમ ઉઠાવવો પડેછે, અને આવી સતી સ્ત્રીઓને પાપી કરવામાં મદદ કરીએછિયે. શું રાજકુમાર તથા આપણે ઇશ્વરના ગુનેગાર નથી ? બધા સાથે બોલી ઉઠયા. એમ હોય તો આપણે પાછા જઇએ. પછી ભલે તે ફાંસી દે.

**સરદાર**—એ ચાર દિવસ યત્ન કરો. જો તેમાં ફળિભૂત નહીં થઇએ તો પછી એજ રસ્તો છે. પશ્ચિમમાં તો આપણી હદજ છે, ઉત્તરમાં બીજા ગયા છે, દક્ષિણ તરફથી આપણે આવીએ છિયે, તો હવે પૂર્વ તરફ ચાલો,

**પહેલોસિપાઈ**—ગમેત્યાં ફરો, પણ જ્યારે તેનો પત્તો લાગતો નથી, ત્યારે તે જરૂર તપોવનમાં ભરાએલી, પણ ત્યાં મરવા કોણ જાય, જો એ આશ્રમની હદની બહાર બરાબર તજવીજ રાખીએ તો પકડાય ખરી.

**બીજોસિપાઇ**—હા. એ વાત ખરી. આજ બપોરે મેં એક રબારીને પૂછયું હતું કે આજ કાલ કોઈ તપોવનમાંથી બહાર નીકળ્યું છે ? ત્યારે તેણે કહ્યું કે આજે સવારે એક સ્ત્રી તથા એક પુરૂષ નીકળ્યાં હતાં, પણ તેઓ કઈ દિશાએ ગયાં, તેની તેને ખબર નહોતી. વળી એ સતીનું રક્ષણ કરવા માટે પૃથ્વી માતાએ પણ લીલી સાડી ઓઢી લીધી છે, એટલે પગલાં જણાય તેમ નથી.

**સરદાર**—ચાલો તૈયાર થાઓ. ચાર વાગવા આવ્યાછે. આજેજ નીકળેલાં પેદળ માણસો જલદી ઘોડાની ચાલથી પકડાઇ જશે. સર્વે તૈયાર થઇ પૂર્વ દિશામાં ગયા, એવું ઝાડપર બેઠેલા મુસાફરોને વિજળી દેવીએ ભાન કરાવ્યું.

# પ્રકરણ. ૧૩ મું.

અગમ્ય અરણ્યમાં એક વડનું ઝાડ જાણે સર્વ વૃક્ષોનો રાજા, એવું મહત્વ ધરાવતું, લગભગ અર્ધા ગાઉમાં પોતાની જટાઓથી થડ અને તેથી વૃક્ષ એકમાંથી અનેક કરતું હજારો શાખા વધારતું, હજારો થાંભલાઓ અને ટેકા તથા સૌથી ઉંચો થાંભરો મૂકી, વસંતરાજને માટે લીલો તંબુ બનાવતું, અતિ વિસ્તીર્ણ અને સુશોભિત લાગતું હતું. તેનાપર જાતજાતનાં અસંખ્ય પક્ષીઓ કલ્લોલ કરતાં હતાં, તેજ વખતે તેની નીચે એક ભયંકર દેખાવ નજરે પડતો હતો. એક મહાદેવી, અતિ તેજસ્વી વનદેવી, પોતાના ખોળામાં પુરૂષનું મૃતક લઇને બેઠેલી ઘણુંજ આક્રંદ કરતી હતી. આ સાંભળી પશુ પક્ષીઓ પોતાના મનોહર સ્વર કાઢતાં બંધ થયાં હતાં, અને પોતાનો ચારો તજી, આ હત્ ભાગ્ય દુઃખીઆરીના દુઃખમાં દિલાસો આપવા સૌ આજુબાજુ વીંટળાઇ વળ્યાં. હજારો પ્રાણીઓના વિચિત્ર સ્વરોથી ગાજી રહેલું, પડઘા પડતું આ ઘાડું વન એકદમ શુન્યકાર જેવું લાગ્યું. થોડીવારમાંજ આક્રંદ કરતી બાઈ એકદમ જાણે કંઈ ન બન્યું હોય, તેમ બધું ભૂલી ગઇ હોય એવુ લાગ્યું, અને એક પિછોડીમાં ઝોળીવાળી તે મૃત શરીરને માંહે નાંખી તેને વડે બાંધી, જ્યાંથી ત્રણ રસ્તા જુદા પડતા હતા, તેમાંના વાબને રસ્તે ચાલતાં પ્રભૂની સ્તૂતિ કરી કે; હે પ્રભુ? તું મારા સ્વામીનાથનુ રક્ષણ કરજે. અત્યાર સુધી મહા કષ્ટોમાંથી તેંજ બચાવ્યાં છે, તો હવે પણ તમેજ રક્ષા કરજો, અરે હું આ નિર્જન વનમાં કેવી મૂર્ખ બની, કે મેં મારા પ્રાણનાથને વાવમાં પાણી ભરવા મોકલ્યા. જો ત્યાં તે ન ગયા હોત તો સર્પ દંશ થાત નહીં, અને થોડીવારમાં અમે નિ-

ર્ભયસ્થળે પહોંચી જાત. પૂર્વ તરફ મારા હંમેશના શત્રુ હતા. પશ્ચિ-મ તરફ મારા શત્રુ હતા, કે જેના નોકરો પ્રથમ રાત્રિએ આંબાના ઝાડતળે મને ફરીથી સંકટમાં નાંખવા આવ્યા હતા. જેમાંથી ઇશ્વરે-જ અમને બચાવ્યાં. જો જરા પણ અમારા બંનેમાંથી કોઇએ સંચ-ર કર્યો હોત કે ઉધરસ બગાસું ખાધું હોત તો અમારા શા હાલ થા-ત! તે છ કલાકના સખ્ત કેદખાનાનું દુઃખ અવર્ણનીય છે. હજી પણ હું નિર્ભય નથી. ચારે તરફ મને પકડવા માણસો ફરેછે, ચાને જો હું એક કાયર કામિની થઈ મારા પ્રિય પતિના જોખમાએલા શરીર જોડે બેશી રહું તો હું પકડાઈ જાઉં, અને મારા પતિ પણ ઉપાય વિના સ્વર્ગારોહણ કરે. મહર્ષિએ અમને બંનેને વિદાયગીરી વખતે બોધ આપ્યો હતો, તે મને જલદીથી યાદ આવ્યો એ ઠીક થયું. દુઃખની સામા થઈ દુઃખ હઠાવવું, દુઃખથી ડરીને કાયર થવું નહીં, તેને ટાળવાને હિંમતથી ઉપાય કરવો, કોઇ દિવસ સત્ય છોડવુ નહીં. ધર્મો જય, પાપો ક્ષય, સત્યમેવ જયતે. યુવાવસ્થામાં દુઃખ પડે તે સારૂં પણ ઉત્તરાવસ્થામાં ખોટું. માટે હિંમત હારશો નહીં. પ્રભુને વિસારશો નહીં, અને સત્ય છોડશો નહીં તો તમે કદિ દુઃખી થનાર નથી. વળી રૂષિપત્નિએ આ હાર આપી આશિષ દીધી છે કે તારૂં અખંડ સૌભાગ્ય રહેશે. તારા પહેલાં તારો પતિ કદિ મરશે નહીં. તોપણ આ હાર તારા ગળામાં રાખ. તારો ધણી ગમે તેવી અંતની સ્તિથિને પ્રાપ્ત થાય તોપણ જ્યાં સુધી આ હાર કરમાય નહીં, ત્યાં સુધી તે જીવતોજ છે એમ જાણજે. તો આ હારને પહેર્યો ત્રણ દિ-વસ થયા, તોપણ જાણે હમણાંજ તાજો પહેર્યો હોય તેવો લાગેછે. એકે કળી કરમાઈ નથી, તો મારા પ્રાણનાથનો જીવ સ્વર્ગમાં ન જ-તાં નીશાને જોરે સાક્ષ બ્રહ્માન્ડમાં બિરાજતો હશે, માટે જલદીથી

કોઇ નજીકના ગામમાં જઇ, વૈદ્ય પાસેથી ઔષધી લાવી તેમને સ-જીવન કરૂ. ત્રણે રસ્તે દશ દશ ગાઉ છેટે ગામ છે, એમ રૂષિઓએ કહ્યું હતું, અહીં આ વડતળે ઉંચે ઝોળી બાંધી છે એટલે પશુઓનો પણ ભય નથી. માણસ જાત તો મૃતક માની અડશે નહીં, તોપણ હે પ્રભૂ, આ ઝોળીની આજુબાજુ મારા સતીત્વનું રક્ષણ મૂકું છું તેની ટેક તુ રાખજે. જગત્માં નિરાધાર થએલી, પ્રેમઘેલી, સતી શિરોમણી, પોતાના પતિના શબને આવી રીતે મૂકીને જતાં ફરીને તે ઝોળી પાસે આવી આક્રંદ કરવા લાગી.

## રાગ સામગ્રી.

કૌસ્તુભ મણિ મૂજ ગુમ થયો. ગયો જીવન આધાર;
દુઃખના ડુંગર શિર ધર્યા, કોપ કર્યો કીરતાર.— કૌસ્તુભ.
જન્મ અભાગણ હું ખરે, ખોયું પીતાનુ રાજ;
પ્રાણ પતિ પણ પરહરી, છોડી સહૂ સૂખસાજ.—કૌસ્તુભ.
લ્હાવ નથી લીધો રાજનો, દુઃખ લ્હાવ અપાર;
આગ ઉઠી આશા અંકુરે, પડ્યો સુખમાં અંગાર.-કૌસ્તુભ.
વાસ હતો મુજ જે હ્રદય, તે હ્રદયનો નાશ;
માત પિતા સ્વર્ગે ગયાં, નહીં દાસી કે દાસ.— કૌસ્તુભ.
અલ્પ સમયના સંયોગથી, ઉઠે ઉર અતીઝાળ;
દુસ્તર યોગ સાધન કરી, આણ્યુ કાયાનો કાળ.— કૌસ્તુભ.
જડવત થઇ દશા માહરી, સહૂ સૂનો સંસાર;
વિકટ વને હું એકલી, નહીં અન્ય આધાર.— કૌસ્તુભ.
શોક નિવારક હે રૂષી, ધાઓ કિંકરી સ્હાય;
દુઃખ દધીના તરંગમાં, દીન બાળક તણાય.— કૌસ્તુભ.
જીવન દઇ સત્યવાનને, દીધું સાવિત્રી સૂખ;

સંભાળ લેજે શ્રીહરી. દૂર કરી દધી દુઃખ.— કૌસ્તુભ.
સતિ સીતા અને દ્રૌપદી, ટેક સાચવી નાથ;
અંતસમે વીભૂ આવીને, ગ્રહ્યો અબળાનો હાથ — કૌસ્તુભ
અભય વચન દીધું રૂષિએ, તેની કરૂ અજમાશ;
બુટી સજીવન ખોળવા, એજે છેલ્લી આશ.— કૌસ્તુભ.

આવી રીતે વિલાપ કરતાં મહર્ષીઓનાં વાક્ય પાછાં તેને સ્મરણ થયાં, કે જે વચનો ઉપર તેને સંપૂર્ણ વિશ્વાસ હતો. જીવત પર્યંત ન છૂટે તેવું પ્રેમબંધન છોડી, બિચારી ત્રણ દહાડાની ભૂખી, અતિ દુઃખી અબળા, પોતાના પ્રાણનાથનું જીવન ઔષધ લેવા નિઃશ્વાસ નાંખતી ચાલી.

---

## પ્રકરણ ૧૪ મું.

શ્રી રામપુર, અતૂલ સ્મૃદ્ધિથી ભરપૂર, વેપારનું મુખ્ય મથક, લાખોની વસ્તીથી ઉભરાતું, શિવાલય અને બીજાં પવિત્ર ધામોથી પુનિત ગણાએલું, મહેલો અને હવેલીઓથી સુશોભિત થયેલું, લક્ષ્મી માતની કૃપાથી તેજસ્વી બનેલું, વિજયી યોદ્ધાના અસંખ્ય સૈન્યથી રક્ષિત થયેલું શહેર, જેને ફરતો મોટો કિલ્લો, જેની અંદર તોપ ગોઠવેલા સેંકડો બુરજ હતા. એવું રમણિય શહેર આજે શોકમય દેખાતું હતું. રાજ્ય મહેલમાં કળાહોર, રડારોળ, અને કૂટપીટ થઇ રહી હતી, તથા લંધીઓ તીણે સ્વરે પરજીઆ ગવરાવતી હતી, કચેરીઓ બંધ હતી, બજારમાં હડતાળ હતી, રંગ બેરંગી લુગડાંનો કાળ પડયો હતો, બે સ્વાભાવિક રંગ કાળો અને ધોળોજ સૌને પ્રીય થઈ પડયા હોય એવું લાગતું હતું. પનિઆરીઓને માથે ત્રાંબા પીતળનાં બેઢાં, ઘરેણું ગાંઠું આદિ હડતાઇ ગયાં હતાં, સ્મૃદ્ધિ ગુમ

થઇ, કરૂણાવસ્થાએ વાસ કર્યો હતો. કોઇ જાતનાં વાજીંત્ર કે ધવળ ગગળાનું તો નામજ નહોતું. જાણે બ્રહસ્પતિના ઉપદેશથી પશુ, પક્ષી, માણસ, એ તમામને વૈરાગ ઉત્પન્ન થયો હોય, અને "બ્રહ્મસત્ય, જગત્ મિથ્યા," એમજ ખરૂં ભાસ્યું હોય, તેવી રીતે છતી સમૃદ્ધિએ તેનો ઉપભોગ કરવાની કોઈની ગરજી થતી નહોતી, પણ તેઓ ઉલટો તેનો તિરસ્કાર કરતા હતા, તો પછી સ્વાદિષ્ટ ભોજન તો ક્યાંથીજ જમે. પંડ પોષવનું મિથ્યાભિમાન પણ ટળી ગયું હતું. સૌ અભેદ વૃત્તિથી આચરણ કરતાં હતાં, સૌના મનમાં એકજ વાત રમી રહી હતી. સૌના મોંઢાના શબ્દો પણ એક મળતા શોકગ્રસ્ત અને ચિંતાતુર હતા. અમીરથી રંક સુધી સૌ એકજ વિચારનાં થયાં હતાં, બધાને વૈરાગ સરખોજ હતો. દરબારની તમામ કચેરીઓ, ત્રીજોરી આદીએ સવામણીયાં લટકાવેલાં હતાં, ને તેપર ચોકી પહેરાનો સખ્ત બંદોબસ્ત હતો. આવું દિન પદરથી આ શહેરમાં ચાલતું હતું, કારણ કે અહીંનો રાજા અપુત્ર બીનવારસ મુકી મરણ પામ્યો હતો, તેથી અરાજ્ય જેવું હતું, પણ કારભારીઓની ચતુરાઈથી સઘળે શાન્ત હતું. મહારાજા અપુત્ર મરણ પામ્યા. એ અતિ શોક હતો. વળી તે રાજા, પ્રજા પ્રત્યે અતિ લાગણી ધધરાવતો હતો. ચિંતા માત્ર એજ હતી કે, બીનવારસી ગાદી ધારી કોઇ આજુ બાજુનો નૃપતિ એકદમ ચઢી આવે, તો રાજ્ય અને પ્રજાની સમૃદ્ધિ લુટાય તથા તમામ પ્રજા પીડા પામે. મતલબ કે આખા રાજ્ય ઉપર દુઃખરૂપ વાદળ ઘેરાએલું હતું, માટે પંદર દિવસ થયા, એટલે લોક સભા ભરી કોઇ સારો લાયક રાજ્યકર્ત્તા શોધી કાઢી પોતાના અધિપતિ તરીકે નક્કી કરવાનું વિચાર્યું. તે સભાએ એમ ઠરાવ્યું કે, નૃપતિ ભણેલો અને વિદ્વાન હોય તો સારૂં, પણ

આજ મારે તેની તરવાર છે. ચારે તરફ અંધાધુધી ચાલે છે, માટે ખરો ક્ષત્રી બચ્ચો પ્રજાનું તરવારથી, શત્રુપર વીજય મેળવી રક્ષણ કરે તેવો મહારાજા જોઈએ. ન્યાયનું કામ ભલે અમે કારભારીઓ ચલાવી લઇશું. આ વાત સર્વને ગમી, પણ એમાં વાંધો એ હતો, કે એવા શૂરા, દોઢશૂરા, પોતાને મોઢે બડાઇ હાંકી શૂરા થનારા ઘણા નીકળશે, તો પછી કોને રાજ્યાભીષેક કરવો ? ત્યારે વીચીક્ષણ પ્રધાનોએ યુક્તિ ખોળી કાઢી કહ્યું કે, આજે હવે તરવારનો યુગ ગયો છે. જો કે ક્ષત્રિઓને સમશેર બહુ વહાલી છે, અને તરવારને ખરી રીતે વાપરવામાં આ હિંદના ક્ષત્રિઓ સારી રીતે પાવરધા છે, તો પણ કેવળ આપણે તલવાર ઉપર મુસ્તાક રહ્યાથીજ ઘણીવાર હાર ખાધી છે, માટે બંદુકના એક નિશાનની રમત રાખીએ. તે વાત સર્વજણે કબૂલ રાખી. બીજે દિવસે સવારમાં સૌને ગામ બહારના મેદાનમાં આવવા કહેલું, ત્યાં સર્વ એકઠા મળ્યા. એક ઝાડની ડાળીપર એક ઘડો વગર બંધને ઉંધો વાળ્યો, તેનાપર એક સોપારી મુકી, અને તે સોપારીને સૂતારીઆ પાંચસેં ગજ દૂર ઉભા રહી ગોળીથી ઉડાવવી. ઘડો ફુટે કે નીચે પડે તો તેની હાર ગણાય, અને ઘડાને કંઇ પણ નુકશાન કર્યા વગર જે સોપારી ઉડાડે તેને આ રાજ્યનો કુલ માલેક, રાજાધિરાજ બનાવવો, અને સર્વ કામદારો, લશ્કર, અને પ્રજા તેના હુકમ પ્રમાણે વરતે. આ સરત મુખ્ય પ્રધાને બધાને કહી સંભળાવી, અને તેમ કરવાની જેની ઇચ્છા હોય, અને જેઓ કરી શકે તેવા મરદોને અનુક્રમે ગોઠવાઇ જવા કહ્યું. તે પ્રમાણે કરવાને આશરે સોએક ક્ષત્રિ, પાંચ બ્રાહ્મણ અને બે વાણિઆ તૈયાર થયા, તેમાં પ્રથમ બ્રાહ્મણોએ અજમાએશ કરી, પણ તે નિષ્ફળ ગયા, ક્ષત્રિઓ પણ બ્રાહ્મણની પેઠે સફળ થયા નહીં, વાણિ-

આ તો શું જ કરે. જ્યારે સર્વ નિષ્ફળ ગયા ત્યારે પુરોહિતે ઉઠી કહ્યું કે સર્વ પ્રજાની પ્રતિજ્ઞા નિષ્ફળ થાય છે, શુ પૃથ્વી ક્ષત્રિથી નિર્બિજ છે? આ સાંભળતાંજ એક જણુ લાલ આંખો કરી બોલ્યો કે, મહારાજ વિચારીને બોલો. મહારાજે તેની તરફ જોયું તો, સાચો ક્ષત્રિયવીર, શૂરાનો શીરોમણિ, રાજ્યવંશી નર હોય તેવું તેમને લાગ્યું, પણ ન ગભરાતાં ધીમે રહીને સમય વિચારી કહ્યું. ભલે તમે ક્ષત્રિ હો, તેથી શું થયું ? આ પ્રસગે તો સર્વ માન્ય પ્રતિજ્ઞા જે સિદ્ધ કરે તેજ ક્ષત્રિ, તેજ અમારો અધિરાજ, અને સર્વ સંપત્તિનો ધણી. ક્ષત્રિસિંહ કહેછે. મારે તમારૂં રાજ્ય જોઈતું નથી, આથી પણ વિશેષ કરી શકે તેવા ક્ષત્રિઓ ભારત ભૂમિપર છે, એ મારે હવે બતાવી આપી, " ભારતિ ક્ષત્રિ વિનાની વાંઝણી છે," આ બોલ મિથ્યા કરવો છે. એમ કહી પોતાની બંદુક તૈયાર કરી, પાંચસેં નહીં પણ છસેં ગજ દૂર જઇ ફોડી, અને આબાદ ગોળી લાગવાથી સોપારીનો ચૂરેચૂરો ઘડાને હરકત કર્યા વિના કર્યો, કે તુર્ત ત્યાં ઉભેલા સાક્ષીઓએ ઇશારત કરવાથી વાજાં વાગવા માંડયાં. સર્વ સમજ્યા કે આ આપણો અધિષ્ટાતા થઈ ચૂકયો. એવામાં પડખે ઉભેલો એક ક્ષત્રિ, રાજ્યલોભી, કાયર પણ દ્વેષી હતો, તેણે તરવાર ખેંચી નવા મહારાજને પૂરો કરવા ઇચ્છયું, એવામાં તે દુર ખસી ગયો, અને પોતાની તરવારથી હજારો માણસના દેખતાં અનેક પટા ખેલી, થકાવી, અંતે મરહુમ મહારાજા વિરાજની સેવા કરવા તેને મોકલ્યો. આથી પ્રજાજન તેનું વિશેષ શૂરાતન અને દ્વંદ્વ યુદ્ધમાં વાપરેલી કુશળતા જોઈ વખાણુ કરવા લાગ્યાં. નજીકમાં શ્રી રામનાથનું મંદિર હતું, જેમાં સર્વ રાજાઓને પટ્ટાભિષેકની ક્રિયા કરવામાં આવતી હતી ત્યાં લઇજઈ, શંકરને દંડવત્ કરી રાજ્યાભિષેક

રૂડી રીતે કર્યાં, અને સર્વ સરદારો, કામદારો, તથા પ્રજાનાં મુખ્ય માણસો તેને નજરાણો મુકી નમ્યાં. આ વખતે શોક તજદેવામાં આવ્યો હતો, વાજાં ગાજાં વાગતાં હતાં, સ્ત્રીઓ ગાતી હતી, અને સૌને માથે મહારાજાએ પોશાક આપી રંગબેરંગી વસ્ત્ર બંધાવ્યાં હતાં. સાકર વહેંચી, ભાટ, ચારણ, કવિ વગેરેને યથાયોગ્ય દાન દીધાં, પૂરોહિત કન્યાએ મહારાજાને તિલક કર્યું, તેને મહારાજાએ બેન કહી એક ગામ યાવત્ ચંદ્ર દિવાકરૌ આપ્યું. આ વખતે સમસ્ત પ્રજાજન, આ શોભા, તથા પોતાના નવા મહારાજાને જોવા માટે ત્યાં એકઠાં મળ્યાં હતાં. સર્વ ક્રિયા થઈરહ્યા બાદ, બીજાને બેસી રહેવાની ઇશારત કરી મહારાજા સિંહાસનપરથી ઉભા થઇ બોલવા લાગ્યાઃ—" આપણી પવિત્ર ભારતભૂમિમાં રાજાને પરમેશ્વર તુલ્ય ગણે છે, અલબત્ત એવો ઉંચ ભાવ પ્રજામાં હોય, તે રાજા ઘણો ભાગ્યશાળી ગણાય, પણ રાજાએ પોતાની ઈશ્વરી શક્તિ યથાસ્થિત વાપરવી જોઈએ, જેમ ઇશ્વર બીન સ્વાર્થે સર્વનું લાલનપાલન કરેછે, તેમ રાજાએ પ્રજાને પોતાની સંતતિ સમાન ગણી રક્ષણ કરવું જોઈએ. દુશ્મનથી પ્રજાને અભય કરવી, તેમ કરતાં કદાચ પ્રાણ જાય તોપણ શું ? પ્રજાની તમામ સ્ત્રીઓને પોતાની મા બેન સમજવી જોઇએ. પ્રજાને દુઃખે દુઃખી અને સુખે સુખી, એમ રાજાએ વર્ત્તવું જોઈએ. જો તે પોતાની ફરજ બરાબર અદા ન કરે તો આ લોકમાં અપકીર્ત્તિ અને પરલોકમાં શિક્ષાને પામે છે. અદલ ન્યાય આપવો એજ તેનું ઐશ્વર્ય છે. રાય અને રંક જેમ ઇશ્વરની નજરમાં સમાન છે, તેમજ રાજાએ રાખવું જોઇએ. રાજા પોતાની સત્તા અને તમારી પ્રીતિને લીધે ઇશ્વર જેવો છે; છતાં મારી નજરમાં તો તે પ્રજાનો એક નોકર છે. અહર્નિશ

પોતાની પ્રજા સુખી અને આબાદ થાય, તથા શત્રુથી પીડા ન પામે—આ ચિંતવન કરવું જોઇએ, અને તેના ઉપાય તન, મન, ધનથી યોજવા જોઇએ. એમ કરવા માટેજ તમે દર વરસે રાજાને કર, વેરા, નજરાણાં વગેરે આપોછો. તે તમારૂં નિમક ખાઈ તમારી આપેલી મોટાઈ ભોગવેછે. એની સર્વ સંપત્તિ અને શોભા તમેજ છો, માટે જો તે તમને ભૂલી જાય તો, ખરેખરો નિમકહરામ ગણાય. રાજાએ પોતે સારી નીતિથી વર્ત્તવું, કોઈ જાતનો દુરાચાર કે દુર્વ્યસન ન કરવું, અને રૈયતને તેમ કરતાં અટકાવવી, લૂટ, ચોરી ન થાય, વેપાર વધે, સ્મૃદ્ધિ વધે, ખેતી ફળદાયક થાય, મતલબ કે સર્વ પ્રજા સુખી અને આબાદ હોય તેજ અમારી આબાદી અને સુખ, માટે હે મારા પ્રીય પ્રજાજનો આજે હું, જે આ શંકર સમક્ષ વચન બોલ્યો છું, તે નક્કી પાળીશ, તોપણ તમને કહું છું કે, મારામાં કાંઈ પણ ખોડ ખામી માલમ પડે, તો મને ખાનગીમાં મળી કહીજજો, સવારના છથી રાત્રીના દશ વાગતા સુધી મળવાની છૂટ છે. તમે પણ પુણ્ય માર્ગે વરતજો. પ્રજા પાપ કરે તેનો દસમો હિસ્સો રાજાને આવે છે. એ મતલબથી હું તમને પાપ કરતાં અટકાવીશ, અને તે અટકાવ શિક્ષાથી કરવામાં આવશે. " આ શબ્દો સાંભળી તમામ પ્રજાએ ઘણા હર્ષથી જયજયકારના ઘોષથી તેને વધાવી લીધો. ત્યાર પછી પાછું મહારાજાએ પોતાનું બોલવું શરૂ કર્યું —" મારા શૂરા સરદારો, કામદારો અને તમામ નોકરો, તમને મળતી જાગીર, પગાર, અને સાલિયાણાં જે હશે તે કાયમ કરી આપુંછું. કહેવાનું એટલુંજ છે કે, તમે સારી રીતે વરતી અને પ્રજા સંરક્ષણમાં સહાય થશો.—પછી શ્રી" રામનાથની જય" " મહારાજા ગંભિરસિંહની જય " પોકારી, બધું સરઘસ ગામમાં

પેઠું, અને ધીમે ધીમે રાજ્ય મહેલમાં આવી પહોચ્યું. ત્યાં મહારાજાએ સર્વને રજા આપી, આગેવાન કામદારોને રાખી, ગજી મહારાજાની રાણીઓને નિર્ભયપણે રહેવા કહેવરાવ્યું, અને તેમની ઇચ્છાનુસાર સાલિયાણાં બાંધી આપી તેમની ફિકર ટાળી. આખા ગામમાં અને દરબારમાં નવા મહારાજાનાં તરેહવાર વખાણ થવા લાગ્યાં. સર્વ પ્રજા આવો શૂરો અને શાણો રાજા જોઇ બહુ ખુશી થઈ. બીજે દિવસે શેઠ, શાહુકાર, પંડિત, જોષી, સામતો, સરદારો, કામદારો, અને નાતપટેલો, એ સર્વથી દરબાર ચિકાર ભરાઇ સિંહાસનપર બેઠેલા મહારાજની શોભામાં વૃદ્ધિ કરતું હતું. તેવામાં મહારાજે સર્વને હુકમ કર્યો કે કાલના શુભ પ્રસંગે આપણે બધાએ શોક તજ્યો હતો, પણ મરવું સૌને માથે છેજ. જોકે ગમે તેમ કરો પણ ગયું પાછું આવતું નથી, તથાપિ રૂઢીને અનુસરવું એ આપણી ફરજ છે, માટે સામાન્ય શોક બાર માસ સુધી પાળવો. હું પણ તેમજ કરીશ. જેમને અડચણ હોય તેમણે લગ્નાદિ કાર્ય કરવાં, પણ ગત મહારાજ પ્રત્યે તમારી લાગણી બતાવવા કોઇ રીતે અચકાશો નહીં. તેમના સ્મર્ણાર્થે હું એક શિવાલય, સદાવૃત્ત અને પાઠશાળા કાઢીશ. આપણે સૌએ મહારાણીઓના દુ:ખમાં ભાગ લઈ દિલાસો આપવો જોઇએ. એ પછી ગત મહારાજાના ગુણનાં વખાણ કરી તેમની પૂરી ખોટ જણાવી, પોતે તેવીજ મર્યાદાથી ચાલવાનું વચન આપી પોતાનું ભાષણ સમાપ્ત કર્યું. આથી મહારાજાના સ્નેહી સંબંધી તથા પ્રજા જનો તેની લાયકીની વધારે કિંમત કરવા લાગ્યાં.

મહારાજા પોતે સવારના ચાર વાગે ઉઠી મળ શુદ્ધિ, દંત ધાવનાદિક તથા નિત્ય નિયમ કરી શિકારે જતા. તેમને શિકારનો ધ-

ણો શોખ હતો. તેમાં પણ વાઘનો શિકાર બહુ પ્રીય હતો, અને તે કોઇની મદદ સીવાય કરતા. પોતાની સાથે આવેલા માણસો દૂર ઉભા રહેતા, અને પોતે વાઘને દ્વંદ્વ યુદ્ધમાં ઘણું કરીને તરવારથીજ સ્વર્ગગમન કરાવતા. હિંમતમાં તો તે એક્કા હતા. તરવારનો પટો તો જાણે પોતાનોજ હતો. ઘણીવાર વાઘના સપાટામાં સપડાઇ જતા, તોપણ પોતાની હોશિઆરી તથા સમય સૂચકતાથી બચી જતા, મૃગયા કર્યા બાદ આઠ વાગે કચેરીમાં આવી બેસતા. અગિઆર વાગ્યા પછી ન્યાયાસનેથી ઉઠી મધ્યાન સંધ્યા કર્યા બાદ જમતા. બે વાગ્યા સુધી ખાનગી કામ કરી પાછા ન્યાયાસનપર બિરાજી, યમરાજ, ધર્મરાજનું અદલ કામ બજાવતા. ખાનગી વખતમાં પણ કોઇને મળવાની મના નહોતી. પાંચ વાગ્યા પછી પોતાનાં તમામ ખાતાંઓમાં એક આંટો મારતા. જેમાં સર્વ કચેરીઓ, ગજશાળા, અશ્વશાળા, અને ગૌશાળા પણ દષ્ટિગોચર થતી. છ વાગ્યા પછી દેવ દર્શન અને થોડે દૂર ફરી આવ્યા બાદ સાયંસંધ્યા કરી ભોજન લઈ આઠ વાગે પ્રજા અને કામદારોની ખાનગી સભા ભરતા, તેમાં કેટલીક બાબતોના રૂબરૂ ફડચા થતા. પ્રજાની સમસ્તનું દુઃખ જાણવાની આ તક હતી, ત્યાર બાદ થોડું ગાયન સાંભળી શયન કરતા. કોઇ કોઈ વખતે ગામમાં રાત્રીએ છૂપે વેશે ફરી નગરચર્ચા નિહાળતા હતા. પોતાની પ્રજા સુખી છે, અને પોતાનાં વખાણ સારાં થાય છે, આ સાંભળી પોતે રાજી થતા. મરહુમ મહારાજાનાં સગાં સ્નેહીઓની પણ રોજ ખબર પૂછાવતા, અને તેઓની અડચણો દૂર કરતા, તથા તેઓનો માલેક મરણ પામ્યાની ખોટ તેમને ન જણાય, તેવાં આચરણ આચરતા. તે પ્રજાને વહાલા હતા, પરંતુ પ્રજા તેમનાથી ડરતી હતી. કારણ કે લુચ્ચા, લફંગા, ચોર આદિ દુરાચારી-

ઓને તે સખ્ત સજા કરતા, તેથી ગુના બહુ ઓછા થતા. તેના શૌ-ર્ય અને હિંમતની પ્રશંસા સાંભળી, તેના રાજપર ચઢી આવવા તો શું હિંમત કરે, પણ સહેજ વાંધો પાડતાં બીજા રાજાઓ ડ-રતા હતા. ચારે તરફ ચાર રાજ્યો સાથે સીમાડા અડોઅડ હતા, પ-ણ તેનું નામ લેવાની શક્તિ તેઓએ તેની કીર્ત્તિથી ગુમાવી દીધી હતી; મતલબ કે અસંખ્ય સૈન્યવાળા પણ તેનાથી બીહીતા હતા. એ-ક વર્ષ થયું તેટલામાં તો તેણે પોતાનો કીર્ત્તિધ્વજ ચારે પાસ ઉડ-ડતો કર્યો.

---

## પ્રકરણ ૧૫ મું.

એક દિવસ મહારાજા સવારના ૭ વાગતે નિત્ય કર્મથી પર-વારી, પચીસેક સ્વારોની ટુકડી સાથે પશ્ચિમ દિશા તરફ શિકારે નીકળ્યા. સાથે મૂખ્ય દિવાન પણ હતા. સર્વનો પોષાક એકજ જા-તનો હતો. બધાએ સંપૂર્ણ હથિઆર સજ્યાં હતાં. આ પચીસ મા-ણસની ટુકડીનો સરદાર એક વિચિત્ર તેજી તુરંગપર બેસી સર્વની આગળ ચાલતો, પ્રજાજનને શિર નમાવતો ગામ બહાર આવ્યો. ત્યાં એક વાઘરીએ વાઘની ભાળ આપી કે, મહારાજા આજનું કા-મ વિકટ છે. કારણ કે વાઘ બહુ જબરો છે, અને વળી સાથે વા-ણ હોય એવું અનુમાન થાયછે, તથા તેની બોડ ગીચ ઝાડીમાં છે. આ સાંભળી આ સિંહનો સિંહરાજન બહુ ખુશ થયો, અને તેણે કહ્યું કે, અતિશે પ્રબળ શત્રુથીજ ખરી પરિક્ષા થાયછે, માટે ચા-લો જલદી. નહિતો તે પોતાનો શિકાર ખોળવા નાસી જશે. વાઘરી આગળ ચાલ્યો, અને તેની પછવાડે સર્વ ઉતાવળા ચાલ્યા. ઘોડાઓ પણ આગમ ભયને જાણતા હોય તેમ જરા પણ અવાજ કાઢતા

નહોતા. વાઘરી એકદમ અટક્યો, અને બધાને અટકવાની સંજ્ઞા કરી, તેથી સૌ ઘોડા પરથી ઉતર્યા. મહારાજા હમેશની માફક એકલા જવા તૈયાર થયા, દિવાનજી અને બીજા સરદારોએ આ-જનો વિચિત્ર મગલો જાણી, આજીજી સાથે તેમને ના પાડી; પણ રાજ્ય હઠ આગળ લાચાર. સર્વ જણે પોતાનાં હથિઆર સંભાળ્યાં, અને રાજાની પીઠે પચાસ કદમને છેટે ચૂપાચૂપ ગોઠવાયા. વાઘરી; રાજાધિરાજ જે કે મૃત્યુને ગણકારતો નથી, પણ મોત જેને પંઝામાં પકડવા ધારે છે તેને, અતિ ક્રુર અને ભયંકર જમદૂતની—વાઘની બોડ—બતાવી પોતે દૂર સટકી ગયો. વાઘનું રહેઠાણ એક ઉંડા ખાડામાં હતું. તે ખાડો ગોળ હતો, અને તેમાં ઉતરવાનો રસ્તો માત્ર એક માણુસ જાય તેટલોજ પૂર્વ તરફ દેખાતો હતો. તે રસ્તે અધવચ ઉતરી રાજા ઉભો રહ્યો. તેની પછવાડે ઘણે દૂર ઉભેલાં પોતાનાં માણુસ માત્ર તેનો મસ્તક પછવાડેનો ભાગ જોઇ શકતાં હતાં. ધડ બિલકૂલ દેખાતું નહોતું. દક્ષિણ, ઉત્તર કે પશ્ચિમમાં ઉભેલો માણસ જોઇશકે, પણ તે તરફ કોઇ હતુંજ નહીં. મહારાજાએ વાઘને સૂતેલો જોયો, પણ વાઘણને જોઈ નહીં. તેણે પોતાની તલવાર ખુલ્લી કરી, અને પોતાના લાંબા ભાલાની અણી વાઘને ભોંકી, તો વાઘે એવી ગુસ્સાથી ગર્જના કરી કે, કાયર માણુસો તેથીજ પ્રાણ તજે. વિકાળ ચહેરે તે આમ તેમ ફર્યો, અને રાજાને જોતાંજ તેનાપર એકદમ કૂદ્યો, પણ માથાપર આવતાંજ સમશેરનો તેણે ઘા કર્યો કે જેથી તેના બે ભાગ થઇ જાય. વાઘ ધૂમ્યો પણ તલવાર તેમાંથી નીકળી નહીં. તે કાઢવાનું મથન કરેછે એટલામાં, પતિ વિયોગથી અતિ ક્રોધાતુર બનેલી વાઘણ મહારાજાપર કુદી. આ બાબતનું રાજાને ભાન પણ નહોતું. અરે! રાજાને ખાધો, માર્યો, યમરાજની હજુરમાં પાપ પુ-

ણયનો હિસાબ દેવા મોકલ્યો, પણ રામ રાખે તેને કોણ ચાખે ? તેના શૂરા સરદારો દૂર ઉભા રહી ગોળીઓ તાકે છે તેવામાં તરત-જ ઉત્તર તરફથી આવેલી ગોળીએ રાજાના માથાપર ઝુઝેલી વાઘ-ણુને યમરાજને સ્વાધીન કરી. ધન્ય પ્રભુ તારી અપાર લીલાને !! બંદુકનો અવાજ અને તેથી મરણ પામેલી આ જબરદસ્ત વાઘણુ-ને જોઇ રાજા આશ્ચર્ય પામ્યો, તથા તે વાઘણુને ઉત્તર તરફની બા-જુએથી ગોળી વાગી હતી તે જોઇને મહારાજાએ પોતાના સરદા-રોને કહ્યું કે, જુઓ, ઉત્તરની ઝાડીમાં કોણ છે ? તેને સત્વર મા-રી સન્મુખ લાવો? મારા પ્રાણ રક્ષકને અહીં જલદી લાવો. મુખ્ય દિવાનજી દોડી જઇને જુએ છે તો, એક યુવાન રજપૂત, જેની લાં-બી દાઢીછે, વાંકડી મૂછો છે, અને શરીરનો રંગ હબસીથી પણ કાળો છે, જે રાજા શિકાર કરવા આવ્યા ત્યારથીજ આ ઝાડીમાં ભ-રાઈ તાકી તાકીને જોતો હતો, અને જેણે એ જગાએથી વાઘણુ-ને હત્ પ્રાણ કરી રાજાનો જીવ ઉગાર્યો. તેની પાસે ઉત્તમ પ્રતિનાં હથિઆર હતાં, અને તે બાંધવાની ફેશન જુદીજ હતી. અંગે કા-ળો છતાં તે ધાટે અનુપમ લાગતો હતો. તે શખ્સ " બાર વાગતાં હું મહારાજાને કચેરીમાં મળીશ. " એમ દિવાનજીને કહી પશ્ચિમ દિશામાં પલાયન કરી ગયો. આ વાત રાજાએ જાણી ત્યારે તેના મનમાં વધારે વિસ્મયતા લાગી, અને કોણ હતું ? તે જાણવાને અ-તિ ઉત્સુક બન્યો.

મહારાજા કચેરીમાં બિરાજ્યા, અને આજ ઇશ્વરે તેમનાપ-રથી મોટી આફત ટાળી તેને માટે દિવાનજીએ પુષ્કળ દાન, પુણ્ય કર્યાં. આથી જંગલમાં બનેલી વાત આખા ગામમાં પ્રસરી ગઈ. પોતાના પ્રીય મહારાજાને કુશળ સાંભળી સૌ ખુશ થયા. પેલા જુ-

વાન મરદને ઓળખવાની તાલાવેલી લાગી રહી હતી, માટે તમામ કામ જલદી આટોપી પોતાના પ્રધાનો સાથે બાર વાગવાની રાહ જોતો રાજા કચેરીમાં બેઠો. એવામાં એક સિપાઇએ આવી ખ-બર કરી કે, કોઇ રાજપૂત્ર આપના દર્શનનો લાભ લેવા ઈચ્છે છે. તેને મહારાજાએ જલદીથી આવવાની પરવાનગી આપી. પછી તે શખ્સ કચેરીમાં આવતાં મહારાજાને નમન્ કરી બેઠો કે તુર્તજ મુ-ખ્ય પ્રધાનજી ઉઠી રાજાના કાનમાં કહેવા લાગ્યા કે;—આ આપનો જીવ બચાવનાર–એમને ઉત્તમ શિરપાવ આપવો જોઈએ. જેવી આ-પની આજ્ઞા હોય તે પ્રમાણે સેવક અનુકરણ કરશે. મહારાજાએ કા-નમાં ઉત્તર દીધો કે, તેઓ જેમ ખુશ થાય તેમ કરો તેમની શી ઈચ્છા છે તે પૂછો. દિવાનજીએ કહ્યું. તમે આજે અમારા તમામ રાજ્ય ઉપર મહદ્ ઉપકાર કર્યોછે, માટે યોગ્ય માગણી કરો, કે મ-હારાજાધિરાજ તે સ્વિકારી તમને ન્યાલ કરશે. રજપૂત કહેછે—બે-અદબી માફ કરશો. મારે જે માગવાનું છે, તે મહારાજને ખાનગી-માં કહેવા ધારૂં છું. બધાએ મહારાજા સામું જોયું, તેમની મર-જીને આધિન થઇ સર્વ જણે રજા લીધી, અને બાજુપરના ઓર-ડામાં જઈ બેઠા કે તુર્તજ તે શખ્સે એક વીંટી રાજાને નજર ક-રી નમન સાથે સામો બેઠો. રાજાએ હાથમાં લઇ જોયું તો પોતાના નામનીજ વીંટી, જે તેણે શ્રી દેવીને લગ્ન વેળા પહેરાવી હતી.

આજ દિવસ પર્યંત અતિ સંકટ વેઠયાં, પરણ્યા પછી અદ્યા-પિ પર્યંત લગ્ન લ્હાવ લીધો નહીં, વળી જેને માટે રાજા થયા પ-છી કેટલીએ રાજપુત્રીનાં માગાં આવ્યાં. પ્રધાનો અને પ્રજાજ-નોના દુરાગ્રહ છતાં પોતે પરણવાની ના પાડી, આગજ જીંદગી ગા-ળવાનો વિચાર જણાવેલો. વળી પોતાની પ્રીય પત્નીને વિયોગી રા-

ખી પોતે રાજ્યનો લ્હાવો લેવો એ નગુણાનું કામ છે, સ્રીની શોધ કરવી કે મરવું, એજ જેનો નિશ્ચય છે, તેને આ રાજ્ય કબૂલ કરવાનો શો હેતુ હતો ? એમ સ્વાભાવિક પ્રશ્ન થયા વિના રહેશે નહીં, પણ હેતુ એજ મુદ્દાને અનુસરતો હતો. જ્યારે પેલા મહા યોગી વડના ઝાડ નીચે તેને સજીવન કરી ચાલતા થયા, ત્યાર પછી તેણે પોતાની પત્નીની શોધ કરવા માટે ઘણો પ્રયત્ન કર્યો, પણ કાંઇ પત્તો ન લાગ્યો, ત્યારે આ ગામમાં તપાસને માટે આવી ચડયો હતો, ને ક્ષત્રિ વિરૂદ્ધ ભાષણ સાંભળી તેને ક્રોધ ચડયો, તથા સરતમાં જીત મેળવી ત્યારે રાજ્યાસનપર બેસવાની તેની ઈચ્છા નહોતી, પણ ઇશ્વરે તેને એવી મતિ આપી કે, આ રાજ્યનો માલેક થવાથી તે પત્ની સંબંધી તમામ કાર્ય સારી રીતે પાર પાડી શકશે. એકતો લગ્ન વખતે અપાએલું સસરાનું વેર વાળવાનું વચન પાળવાનું હતું તે એકલા પોતાના રાજ્યના બળથી ન બની શકે તેવું હતું તેથી આ રાજ્યનું બળ એકત્ર કરી તે કામે લગાડયાથી ફતેહ પામીશું. આથી પ્રીય પત્નીના પ્રેમમાં વૃદ્ધિ થશે; વળી પોતાની પ્રીયતમા આટલામાં ગુમ થઇ છે, માટે અહીં રહેવાથી તેનો પત્તો વહેલો મળશે. મતલબ કે પોતાની પ્રીયાજ આ રાજ્ય ગ્રહણ કરવાના કારણ ભૂત હતી. હરઘડી તે ઘણા છૂપા પ્રયત્નથી તેની ખોળ કરાવતો. તે પોતાના નિશ્ચય કરેલા વૃત્તથી જરા પણ ડગ્યો નહીં હતો. તેનાં આટલાં બધાં રાજ્ય કાર્ય છતાં તેનું નિશાન શ્રીદેવીમાંજ હતું. તેને લગ્ન વખતે આપેલી વીંટી જોઈ તેને વિશેષ ખેદ થયો કે, અરે ! તે ક્યાં ? અને કેવા કષ્ટમાં હશે ? આમ સ્મરણ થવાથી તેને આંખમાં આંસુ આવ્યાં, પણ લૂછી નાંખી તુર્ત તે પેલા જુવાનને કહેવા લાગ્યો કે;—તમે ક્યાં રહોછો ? ક્યાં-

થી આવ્યા ? તમને કોણે મોકલ્યા ? શું આ વીંટીની પહેરનારી હયાત છે ? તે સુખી ? તમે તેને ઓળખો છો ? શું તેણેજ તમને સંદેશો આપી મોકલ્યો છે ? જેવું હોય તેવું સત્ય કહી દ્યો. મને ધીરજ રહેતી નથી. જુવાન કહેછે;—મહારાજા ક્ષમા ચાહું છું. મને અડધો કલાક વખત આપો. મધ્યાનકાળ થયો છે માટે મધ્યાન સંધ્યા કર્યાબાદ આપને સર્વ હકીકત નિવેદન કરીશ. શ્રીદેવી કુશળ છે. મારે નાહાવાનું અને સંધ્યા કરવાનું એકાંત સ્થળ જોઈએ છિએ. તુર્ત રાજાએ હુકમ કરવાથી તે જુવાન પોતાનું સંધ્યાવંદનનું પોટલું લઇ સંધ્યા કરવા ગયો.

અહીં મહારાજા શોક સાગરમાં છે. બીજા ઓરડામાં બેઠેલા પ્રધાનોના હુકમ સિવાય રાજા પાસે જવાની હિંમત ચાલતી નથી. રાજાના મનમાં અનેક સારા નઠારા તરંગ આવેછે, અને વિચાર સાગરમાં આમ તેમ ગોથાં ખાયછે, તેવામાં સામેથી કોઇ સ્ત્રી આવતી જોઇ વિસ્મય પામ્યો કે, મારા મહેલમાં સ્ત્રી કેવી ? નજીક આવતાં ઓળખી અને બંને જણ અરસ્પરસ ભેટી પડ્યાં. આ વખતે બંને જણને અતૂલ અને અવર્ણનીય આનંદ પ્રાપ્ત થયો. આ ખબર મુખ્ય પ્રધાનજીને લખી મોકલી તેથી આખા ગામમાં આનંદોત્સવ શરૂ થયો. મહારાજાનો જીવ બચાવનારે તેજ તેમની સ્ત્રી—જે મર્દાની વેષે મહારાજાની શોધમાં ફરતી હતી. જેણે દાઢી, મૂછ કૃત્રિમ બાંધ્યાં હતાં, ઓળખાઇ ન જાય માટે શરીરે કાળો રંગ લગાવ્યો હતો, અને બાર માસથી દરરોજ ચાળીસ ગાઉનું ચક્કર મારતી હતી. રસ્તામાં કોઇને આવતો જુએ તો આડે માર્ગે નીકળી જતી, ને રાત્રી દિવસ અરણ્યમાંજ કાઢતી. વનનાં ફળ ફૂલ ખાતી, નદી કે ઝરણનાં પાણી પીતી, ગામ કે વસ્તીવાળા ભા-

ગમાં, પકડાઈ જવાની બીકે કદી જતી નહીં. દૂર દૂરથી પોતાના સ્વામીની શોધ કરતી, વખતે કોઇ ગામમાં રાત્રે જઇ છૂપે વેષે વાત સાંભળતી. છેવટે શિકાર વખતે હાજર રહી પોતાના પતિની ખાતરી કરવા તાકીતાકીને જોતી હતી. અને છેવટે પોતાના પ્રીય પ્રાણનાથનો બચાવ કરી બાર વાગે ઈનામ લેવા કચેરીમાં હાજર થઇ. સંધ્યાને મિષે પોતાના શરીરપરનો કૃત્રિમ રંગ, દાઢી, મૂછ વગેરે કાઢી નાંખી, સંધ્યાવંદનના પોટલામાંથી સ્ત્રી જાતને શોભાવે તેવાં કપડાં પહેરી મહારાજા આગળ હાજર થઈને તેને અત્યાનંદ ઉપજાવ્યો, તે કોઇ નહીં પણ સતી શીરોમણિ શ્રીદેવી પોતેજ હતી.



## પ્રકરણ. ૧૬ મું.

એક અતિ રમણિય રંગમહેલ, જેને ચોતરફ ઝરૂખા, અટારી, બારીઓ, જાળીઓ વગેરે હતાં તમામ બારીઓમાં રંગ બેરંગી કાચ જડયા હતા. રત્ન ખચિત કઠેરાઓ ઓપી રહ્યા હતા. સિંહાસન, કોચ, ખુરશી, ગાલીચા, ગાદી તકીયા વગેરે જાતજાતની બેઠકો યથા નિયમે તેમાં ગોઠવી હતી. હાંડી, ગ્લાસ, બિલોર, ઝુમરો જે ઉપની રંગ બેરંગી સોનેરી છત્રે જડી લીધાં હતાં તેમાં રોશની કરેલી, અને કાચ બિલોરી તેથી અનેક રંગ કિરણ તેમાંથી પ્રકાસતાં હતાં. સોનાના અછોડાથી લટકાવેલી એક અદ્‌ભૂત કારીગરીના નમુનારૂપ હીંચોળાખાટ વચોવચ ટાંગી હતી, જેની ચારે બાજુએ ચાર પુતળીઓ હતી તેનો ઘાટ, પોશાક અને ખુબસુરતી તદન તેમાં બેસનાર અપ્સરાને મળતી હતી. દૂરથી ખરેખર કોઈ અજાણ્યો માણસ એકજ સ્વરૂપની પાંચ રંભાઓ માની ભૂલાવામાં પડે,

અને તેની સાથે વાતચીત કરે ત્યારેજ તે જડ પુતળીઓ છે તેવું લાગે. હીંચોળાખાટમાં અપ્સરાવત્ કાચની પુતળી, જે અનુપમરૂપ ધારી, ગુણીયલ, કુળગૌરવ ધરાવનાર, મનુષ્ય દેહ પણ દેવાંગનાને લજાવતી બેઠેલી હતી અને તેની દાસીઓ રેશમની દોરીથી તેને ઝોલા નાંખતી હતી, તેવડે ઉષ્ણ કાળના સખ્ત તાપમાં પણ શીતતાનું સુખ લેતી હતી, તે વખતે તેની મુખમુદ્રા પૂર્ણ શશાંકને લજ્જાસ્પદ કરતી. અને સ્વર્ગીય સુખને તુચ્છકારતી હોય તેવી દીસતી હતી, પણ એકાએક તેને કાંઇ સાંભરી આવવાથી તે સજળ નેત્ર બની, રોમાંચ ઉભાં થયાં ને આખું શરીર હીમની પેઠે ધીમે ધીમે ઠંડું પડતું ગયું. રૂપ, ગુણ એ સર્વ જાણે રંભાની મદદ કરી ઈંદ્રે મંત્રવડે છીનવી લીધાં હોય તેવું લાગ્યું, તથા આ બાઇ જે એક વખત પોતાને પૂર્ણ સુખી માનતી હતી તેણે જાણે જીંદગી ભરમાં સુખ જોયુંજ નથી તેમ દીસવા લાગ્યું. ચતુરાઈ ચલાયમાન થઇ, તેજહીન, જડવત્ ભાસવા લાગી. આજુબાજુની પુતળીઓ જે ખરેખરી જડવત્ હતી તે આ ચૈતન્ય નારીથી ચડીઆતી થઇ, શરીર કંપવા લાગ્યું, મન છેક વિભ્રમ બન્યું, આખરે શોકસાગર મર્યાદા મૂકી ગયો અને મનરૂપી નૌકાએ તેમાં નિવાસ કર્યો, ગુલાબી ચેહેરો જે એક વખતે તેણે પહેરેલી ગુલાબી સાડીનો દ્વેશ કરતોહતો તેને તે સાડીમાં સંતાડી ખાટમાં ધીમેથી સૂઇ ગઈ. દાસીએ જાણ્યું કે બાઈ સાહેબને ફેર ચડયા તેથી હીંચકાવવું બંધ રાખી બાઇની પાસે આવી આસનાવાસના કરવા માંડી, અને બીજી દાસી તરત બાઇશ્રીના પ્રીયપતિને ખબર આપવા દોડી. પતિને ખબર પડતાં, અધિરો પતિ અતિ કષ્ટે પ્રાપ્ત થયેલી પ્રાણ પ્રીયાની ખબર લેવા એકદમ આવ્યો, અને જુએછે તો પોતાની પ્રીયા અતિ શોકાગ્રહસ્ત છે, પૂરો

જવાબ પણ આપી શકિત નથી, અને ધીમે ધીમે ડુસકે રડેછે. તેને પુછવા લાગ્યો કે, તને શું થયું છે? તને કોઈએ કંઇ કહ્યુ છે? જો તેમ હોય તો મને ઝટ કહે કે હું યોગ્ય શિક્ષાએ પહોંચાડું, શું તને કોઈ વ્યાધીલાગુ થયો છે ? તેમ હોય તો રાજવૈદ્યને સત્વર તેડાવું. તે ધન્વંતરી રૂપ છે, ચમત્કારી ઔષધનો સર્વ સંગ્રહ સદા સમીપ રાખે છે, તેનાં દર્શનથી ગમે તેવો હઠીલો રોગ દૂર થાય છે, તું કેવળ એકેશ્વર મતવાદી છે એટલે તને ભૂત પ્રેતાદિકની તો શંકા પણ ન હોય ત્યારે તને કોઇએ કંઈ ખવરાવી દીધું છે ? તેમ હોય તો પણ વૈદરાજ જલદીથી સારી કરી શકશે. પણ અરે ! મારા અનુચરોમાં કોઈ વિશ્વાસઘાતક કે લુણ હરામી નથી. એ શંકા તદન હું ખોટી કરૂંછું. ત્યારે શું તને કંઈ આધી, મનનું દુઃખ છે ? અહીં કેવળ તું સ્વતંત્ર છે, કુલ મુખ્તીઆર છે, તારા હુકમમાં સૌ વર્તે છે, સાસુ, નણંદ, દેરાણી, જેઠાણી આદિ પણ નથી અને કદી તે હોય તથા તને કંઇ કહે તોપણ તું મનમાં લાવે તેવી નથી. ઉલટી તું તેમની સાથે વધારે વિનય અને વિવેકથી વર્ત્તે તેવી છે, તો આ અચાનક તને શું થયું ? હે મારી વહાલી તું ઝટ ઉત્તર આપ. જ્યાં સુધી તારૂં હસતું વદન મધુર વાણીની પરિમળ કાઢતું નહીં જોઉં, અને મારા કર્ણ કોમળ વાણીથી પવિત્ર નહીં થાય ત્યાં સુધી મારા જીવને અતિ સંતાપ છે. પરમેશ્વરે અતિ દુઃખે પ્રાપ્ત કરેલું જોડું શું ખંડિત થશે ? શું ઇશ્વર ઈચ્છા એમજ છે ? સુખ તે શું છે, તે થોડી મુદતથીજ આ મારી અર્ધાંગનાએ દીઠુંછે. હેપ્રભુ તેનાં આ બે નાનાં બાળક જે તેને પ્રાણથી વહાલાં છે, તેમનું રૂદન એ કેમ સાંભળી શકે છે? પોતાના ગમે તેવા સુખને તુચ્છગણી આ બે પુત્રોને ઉછેરવામાં તે પોતાનુ મન રોકતી. દરેક માતુશ્રીનો પ્રેમ પોતાના ફરજંદ ઉપર વિશેષ હોયછે,

તેમાં પણ આતો પીયર, મહીયર વિનાની, સગુ, કુટુંબ કે સહોદર જેણે સ્વપ્નવત્ દીઠુ છે અને હવે દેખવાની આશા પણ નથી, તેને આ પુત્રો પર કેટલો પ્રેમ હોય? તે સહજ અનુમાન થઈ શકે તેવું છે. જેનાપર પોતાના તમામ વિચારો, મનકામનાઓ, અને પોતાના પિતાના વચનો ફળીભૂત થવાનો આધાર છે, તે નિર્દોષ બાળકોનું કરૂણાજનક રૂદન તેનાથી કેમ સાંભળી શકાયછે? એ બે પુત્રોના જન્મ વખતે તે એટલી હર્ષ ઘેલી બની હતી કે તેને હર્ષ સન્નિપાત ન થઇ જાય તેને માટે અનેક યુક્તિઓ કરવી પડી હતી, પુત્ર જન્મ મહોત્સવ પણ ઘણો ગુપ્ત રીતે કરવામાં આવ્યો હતો. જે પુત્રોને જોઇ ગાંડી ઘેલી બની જતી તેઓ અત્યારે તેની સોડમાં પડી રૂએછે, પણ કંઈ દરકાર કરતી નથી આ શું છે! આખર ઘણા ઉપાય કર્યા છતાં જ્યારે શુદ્ધિમાં ન આવી ત્યારે એક ચંચળ દાસીએ એના નાના પુત્ર અમરસિંહને તેની પ્રીય માતુશ્રીનું સ્તનપાન કરાવા માંડ્યું, આથી સહજ શુદ્ધિમાં આવી આંખ ઉઘાડી જુએછે તો, પોતે સુતીછે, અને પોતાનો પ્રીય પ્રાણનાથ અતિ શોકાતુર ચેહેરે પાસે ઉભોછે. આથી એકદમ શરમાઈ જઈ નીચે ઉતરી સાષ્ટાંગ નમન કરી ક્ષમાચાહવા લાગી, પણ શરીર કંપતું હતું, હજુ તેનું મન છેક સ્થીર થયું નહોતું, તેથી એક દાસીએ મહારાજાને બીરાજવાનું કહી પોતાની બાઇને એક કોચ પર ચઢેલીને બેસાડયાં. તેની મુખમુદ્રા ઉપરથી તેનો સ્વામી સમજ્યો કે તેને કંઇ સાંભરી આવ્યું છે, અને તે ખરેખરૂ હૃદય વેધક છે, માટે દાસીઓને ઇશારત કરી એટલે તે બંને બાળકોને લઈ બીજે ઠેકાણે ગઈ. ત્યાર બાદ તેણે પોતાની પ્રીય પત્નીને પૂછવા માંડયું કે આજે તને શું થયું? જો કે તું હમેશાં ગમે તેવે પ્રસંગે પણ જૂઠુ બોલતીજ નથી, તોપણ હું કહુંછું કે સાચેસાચુ સઘ કહીદે કે જેથી તારો

ક્લેશ મટાડી મારા ચિત્તને શાંતી આપું, તને જરા દુઃખ થવાથી મને કેવું લાગેછે, તે તું સારી પેડે જાણેછે, એટલે હવે મારી ફિકર મટાડવાને તું ઢીલ નહીંજ કરે.

ધીમાશથી પણ મધુર વાણીથી રાણીજી કહેછે કે;–હે પ્રભુ આપના પૂર્ણ પ્રેમ આગળ કષ્ટ નજર પણ કરી શકે તેમ નથી, તોપણ મને આજે જે દુઃખ થઈ આવ્યું છે તે મારા પૂર્વ કાળનું છે. આધુનિક નથી. મારાં માત પિતા ગત થયાં તેની સાથે તેમનું તમામ કુટુંબ પરીવાર અને દૂરનાં સગાં એક સાથેજ રણભૂમીમાં પડયાં. આનો શોક હું કરતી નથી, આ દુનિઆં ક્ષણભંગુર છે, હજારો રાજા, રાણા, રામ કૃષ્ણાદિક ગયા, તો મનુષ્ય કોણ માત્રા તેમાં વળી નામના કરી મારા પુજ્ય પિતાશ્રી પોતાની પ્રજાનું રક્ષણ કરતાં મરાયા, આ તો હર્ષની વાત છે. મારી તમામ માતુશ્રીએ યવનનો હાથ અડકી અપવિત્ર થતાં પહેલાં ચિતારોહણ કીધું, તે પણ ધન્યવાદ છે, એ તમામ હકિકત મને ગર્વ ઉપજાવે છે, ત્યારે તેની સાથેની બીજી વાત જે, રાજ્ય હજુસુધી યવનના હાથમાં છે, એ પવિત્ર ભૂમીને ગોવધ આદિથી અપવિત્ર કરે છે, ખરેખરી રાજ્ય ભક્ત પ્રજાને બેવડા ગણી દુઃખ દેછે, આ વાત મારા પરમ પવિત્ર ગુરૂની પ્રીયપુત્રી કાલે મને મળવા આવ્યાં હતાં તેમણે કહી, પણ આપને જણાવવાનો હું સંકોચ પામતી હતી કે આ સાંભળી આપ દુઃખી થશો, આજે હું એકલી બેઠી હતી, બંને પુત્રો પોઢયા હતા, અને સઘળું શાન્ત હતું, તેવામાં મને એકાએક એ બાબત સાંભરી આવી જેમ જેમ વધારે સ્મૃતિ આવતી ગઇ, તેમ તેમ હું શરીરનું ભાન ભૂલતી ગઇ. આપની પાસે હોઉંછું ત્યારે મને કંઈ સાંભરતું નથી, પણ ઉલટો વધારે આનંદ પામુંછું, અને હરેક વખતે ઈશ્વરનો પાડ

માનુંછું કે, હું એક નિરાધાર અબળાને આપ જેવા પ્રતાપી મહારાજાધિરાજની રાણી થવાનો વખત આવ્યો. ધન્ય છે મહાપ્રભૂની અકળ લીલાને ! ! જળ ત્યાં સ્થળ, અને સ્થળ ત્યાં જળ, મેરૂનું રજકણ અને રજકણનો મેરૂ, રંકના રાજા અને રાજાના રંક કરેછે. આપણા લગ્નના શુભ ટાંકણે પૂજ્ય ગુરૂજીએ આપની પાસેથી લીધેલું વચન આપને યાદ હશે, પણ તે સંભારી આપતાં મને કષ્ટ થાયછે કે, મહાન્ સંકટો વેઠી જરા ઠરી ઠામ બેસવાનો વખત આવ્યો છે, તેમાં વળી આ વાત સંભારૂં તો આપ તુરત તે પાર પાડવાને તૈયાર થાઓ, અને લડાઇનું મેદાન છે, દાવ સવળો પડયો કે અવળો, તો હું જન્મ દુખીઆરીના દુઃખનો કંઇ પાર રહે નહીં, માટે એ બધું ભૂલીજઈ આપના પ્રેમ સાગરમાં સદા મગ્ન રહુંછું. આપ જેવા અનુપમ પતિ જન્મોજન્મ, ભવોભવ મળજો. મારે માટે આપે કષ્ટ વેઠવામાં મણા રાખી નથી. આ વાત હું આપને યાદ ન આપત, પણ આપે મને પૂછયું, તો મારો ધર્મ એ છે કે મારે સાચેસાચું કહેવું. પતિ કદાચ પોતાના ધર્મથી પતિત થાય તો અડચણ નહીં. પણ પ્રેમદાએ તો ગમે તેવા વિપત્તિ કાળે પણ અચળ રહેવું જોઇએ. નળનો અપરાધ દમયંતી પ્રત્યે ઓછો નહોતો, પુરૂષ ધર્મ કેવળ તેણે તજ્યો હતો, નાજુક અબળાને એકલી ભયંકર જંગલમાં સૂતી મૂકી હતી. આ શું ઈશ્વરી અને દુનિઆંની નીતિ રીતિથી ઉલટું નહોતું ? કેવળ ગેરવાજબી રીત ચલાવી હતી, તો પણ દમયંતીનો નિર્મળ પ્રેમ ઓછો થયો નહોતો. સીતાને વિના કારણે વનમાં કાઢી મૂકી હતી, છતાં રામ પ્રત્યે મરણ પર્યંત તેણે વિશુદ્ધ પ્રેમજ રાખ્યો હતો. એ સતી સ્ત્રીઓનાં ચરિત્ર, આધુનિક સ્ત્રીઓને બોધરૂપ છે, અને તે બધું આપના પ્રતાપે હું જાણવા પા-

મીછું, તો હવે હું મારા ધર્મથી પતિત થઈ આ લોક અને પરલોકનું અતૂલ સુખ કેમ ગુમાવું? આપને જમવાની ઢીલ થાય છે, એટલે સ્ત્રીઓના ધર્મ વિષે વધારે બોલી વખત ગુમાવીશ નહીં, તો પણ એક સહજ દલીલ છે, તે ચલાવવાની રજા લઉં છું. કેટલીએક ઉચ્છંકળ સ્ત્રીઓ, અને કેટલાએક સ્ત્રી પુજક પુરૂષો, એમ બક્યા કરે છે કે, તમામ ધર્મ પુસ્તકો પુરૂષને હાથે લખાએલાં છે, એટલે તેમણે પુરૂષનું પક્ષકાર લખાણ કરેલું છે. પુરૂષને ઈશ્વરતરીકે માનવો, અને સ્ત્રીઓને દાસી ગણવી. આ વિષે મેં ઘણું વાંચ્યું, સાંભળ્યું, અને વિચાર્યું છે તો મને એમ જણાયું છે કે, બંને સરખા અખ્તિઆરવાળાં એકજ જગાએ કામ કરે તો કોઇ દિવસ સંપ રહે નહીં. દાસ ભાવનો અર્થ એટલોજ છે કે, વિનયભાવ. બાકી આર્યાવૃત્તની તમામ સ્ત્રીઓ પુરૂષ કરતાં વધારે સુખ ભોગવેછે, એટલુંજ નહીં પણ લૂગડાં લત્તાં, ઘરેણું ગાંઠું પણ પુરૂષ કરતાં તેઓ વધારે પહેરી શકે છે. કમાવાની તો તેને દરકાર નથી, મનનું દુઃખ તેને નામમાત્ર નથી, ગ્રહરાજ તે પોતેજ છે, ધણીને પણ તે જે આપે તે ખાય, ઘરના તમામ કામકાજમાં અને ખાવાપીવામાં તે સ્વતંત્ર છે, માત્ર ભારતી સ્ત્રીઓને એકજ નિયમ સાચવવાનો છે, તે એ કે ઘરનાં તમામ માણસો સાથે નમ્રભાવથી, વિવેકથી, અને સંપથી વરતવું, ને આ નિયમ તે યથાસ્થિત પાળે તો, તે કદિ દુઃખી થાય નહીં.

મહર્ષિ સાલ્વના આશ્રમમાં હું હતી ત્યારે જોતી કે, મહર્ષિઓ દેવકાર્ય તથા નવાં પુસ્તકો લખવામાં પોતાનો તમામ વખત રોકતાહતા, અને રૂષિપત્નીઓ તમામ ઘરનો નિભાવ કરતી તેમને ધર્મધ્યાન કરવાનો તો વખતજ મળતોનહોતો, પણ નિષ્પક્ષપાત રૂષિઓ; ગૃહપત્ની ઘરના કારભારમાંથી નવરી થઇ યજન પૂજન કરી શકે તેમ નથી,

અને તે પણ જો મરદની જોડે રોકાય, તો ચાલતા રસ્તામાં વિઘ્ન પડે, માટે લખી ગયાકે; પુરૂષ જે પુણ્ય કરે તેનો અરધો ભાગ વગર મહેનતે સ્ત્રીને મળે. શું આ લખાણને પક્ષપાતી કહેવું? જો પુરૂષના કરેલામાંથી અર્ધ પ્રાપ્ત થાયછે તો સદા તેને સંપૂર્ણ સહાય કરવી, કે જેથી તે અધિક પુણ્ય માર્ગે જઇ, સ્ત્રીને પણ અધિક ફળ આપે, પુરૂષ પોતાની પેદાશ કરવાને હજારોનો દાસ થાયછે, તેને હજારોનાં મોં સાચવવાં પડેછે, ત્યારે સ્ત્રી પોતાનાપર પ્રેમ વધારવાને પુરૂષની અચ્છી રીતે મરજી સાચવે, એ શું ખોટું છે? પારકા માણસનો સ્નેહ નિભાવવાને માટે ઘણી વખત કેટલુંક સહન કરવું પડેછે, અને પૈસા ટકા ખરચવા પડેછે, જાત મહેનત કરવી પડેછે, અને વખતે ખુશામત કરવી પડેછે; તો આખી જીંદગીભર જેની સાથે રહી સુખ લેવું છે તેને ખુશ રાખવાને બને તેટલા પ્રયત્ન કરવા, એ શું ગેરવાજબી છે? વખત બહુ થઈ ગયોછે, આપ સ્નાન વિધિ કરો, અને જમ્યાબાદ નિવૃત્તિ હશે તો વિશેષ ચર્ચા ચલાવીશું.

એમાં લાંબો વિચાર કરવાનો કંઈજ નથી, એ વિચાર મારા મનમાં નિશદિન ઘોળાયાં કરેછે, લગ્ન થયાં ત્યારથી તે અત્યાર સુધી હું તે ભૂલ્યો નથી, પણ વખત અને શકિત વિચારીને કામ કરવું, આપત્તી આવી પડશે, એ ધાસ્તી ક્ષત્રિ બચ્ચા રાખતા નથી, તમે ઘણાં દુઃખ દીઠાંછે તેથી ડરોછો, વળી અબળા જાત છો,. પણ હું જે ખામોશ ધરી બેઠોછુ, તે આટલાજ માટેકે આપણો જ્યેષ્ટ પુત્ર રાજ્ય ચલાવવાને યોગ્ય થાય ત્યાં સુધી અટકવું. યવન રાજ્યનો પરાજય કરવાને સમર્થ થવા માટેજ વિયોગના દુઃખમાં પીડાતા છતાં મેં આ રાજ્યનો સ્વિકાર કર્યો હતો, વેળા વેળાની છાંયડી છે, એક વખત અતિ દુઃખી હતાં, તેમાંથી ઈશ્વરે આ સુખ દેખાડયું છે, દુઃખ-

માંથી સુખ મળે છે. દુઃખને વખતેજ ઇશ્વરનું સ્મરણ થાય છે, નીતિનું ભાન થાય છે, અને આ દુનિઆમાં પોતાનું નાવ નિર્વિઘ્ને કેમ ચલાવવું તેનો ઉત્તમ બોધ અને અનુભવ મળે છે. કાયર માણસો કહેછે કે સંસાર દુઃખરૂપ છે, પણ રાત્રિ પછી દિવસ થાયછે તેમ દુઃખથીજ ઐહિક અને આમુષ્મિક સુખ મળે છે. જો દુનિઆંમાં દુઃખનું નામજ ન હોત, તો તમામ માણસો અનીતિમાં ડૂબી જાત, તેની સાથે ઈશ્વરને કદિ યાદ કરતજ નહીં, અને સુખની ખરી કિંમત પિછાનત નહીં.

હવે આપણે પ્રથમ જે વિચાર કરવાનો છે, તે એ કે મારા પિતાશ્રી જ્યારે આપણે તેમનાં દર્શને ગયાં હતાં, ત્યારેજ છેક અશક્ત થઇ ગયા હતા, તો હવે તેઓનાથી રાજ્યભાર ચલાવવો અતિ મુશ્કેલ પડતો હશે. તો આ બંને રાજ્યોનું જોડાણ કરી લશ્કર પણ એકત્ર કરી નાંખવું, કે બેવડું બળ થાય. તમે હયાત છો, આ વાત યવનરાજ જાણતો નથી, તો મારા વિષે તેને શક શાનો હોય! આપણાં બંને રાજ્યની સંપૂર્ણ વ્યવસ્થા કરી પ્રધાનો વગેરેની સલાહ લઇને જેમ બને તેમ સત્વરે તે કામ કરીશ. હજુ સુધી આ વાત કોઇ જાણતું નથી, ફક્ત બાતમીદારો જાય છે, અને તેઓ ત્યાંની ખબરો મને પહોચાડેછે. હમણાંજ ચાર જણને ત્યાં મોકલ્યા છે. પરમેશ્વર ઉપર, છે તેવી દઢ શ્રદ્ધા રાખો, કે તમારા મનોરથ સિદ્ધ કરવામાં તે સહાય થાય કર્ત્તા તેજ છે, માણસનું ધાર્યું કાંઈ થતું નથી, તોપણ હું ભૂલી નથી ગયો, ને બને તેટલી તજવીજ કરૂંછું. ચાલો હવે જમવાનો વખત થઈ ગયો છે.

---

## પ્રકરણ ૧૭ મું.

મહારાત્રિ, મોહરાત્રિ, કાળરાત્રિ, ખરેખર અતિ વિકાળ રાત્રિ, જાણે પ્રલય કાળનો અંધકાર સર્વત્ર વ્યાપક થયો હોય! ફક્ત આશમાની આકાશમાં નક્ષત્ર અને તારા ગણ સિવાય તમામ નિસ્તેજ કાળુંજ લાગતું હતું. વનસ્પતિ આદિના નાના પ્રકારના રંગો, તે પણ કાળાશ પકડી આ અઘોર કૃષ્ણારાત્રિનું અનુકરણ કરતા હતા. બરાબર રાત્રિના બાર વાગ્યાછે તે સમયે પ્રલયકાળના વિનાશકારક શ્યામજળ પ્રવાહની પેઠે એક મહાન્ નગર કે જે એક બળવાન અને વિશાળ રાજ્યની રાજધાની હતું, તેની ઉત્તર દિશાએ પાંચ ગાઉ ઉપર એક લાખ અજીત યોદ્ધાઓનું સૈન્ય, એક અનુપમ સુભટ સેનાપતિની સરદારી નીચે ધીમે ધીમે આવી એકદમ અટક્યું. એક લાખ સિંહ જેવા રજપૂત બચ્ચાઓ, તેની સાથે પચીસ હજાર તેજી તુરંગ હતા, એ બધા મળી સવાલક્ષ જીવ એક જગાએ એકત્ર થયા હતા. તેમની ગર્જનાથીજ ગમે તેવા જોરાવર શત્રુના હાડ કંપિત બને, તોપણ તેઓ પોતાના અસાધ્ય કામને જાણી, શાન્ત રાત્રિની નિંદ્રાદેવીને નમન કરી તેના નૈષ્ટિક ભક્ત બની તેની ઈચ્છાનુસાર વર્તતા હતા. મતલબ કે આ ઠેકાણે કોઈ પ્રાણી છે, એવું ભાન થવાનું કાંઇ પણ ચિન્હ જણાતું નહોતું.

સાંકેતિક હુકમથી સૈન્ય સ્થિર થયું કે તુર્તજ તમામ સરદારો પોતાના પ્રિય સેનાપતિની પાંસે નમન કરી આજ્ઞાની રાહ જોતા ઉભા. મારા વહાલાઓ? હું તમને ઘણીજ ધીમાશથી જે કહુંછું તે તમે ધ્યાન પૂર્વક સાંભળો. મારૂં આ ધીમું ભાષણ સાંભળવાને તમને અડચણ કર્તા કોઈ નથી. આખું જગત ઘોર નિંદ્રામાં અલ્પ પ્રલય ભોગવેછે. તે સમયે આપણું અતિદૃઢ લશ્કર જાગૃત છતાં, પોતાની

ચૈતન્યતા તજી જડવત્ બન્યું છે. પ્રીય સરદારો! તમે ખરા રાજ્ય ભક્ત છો. તમે ખુશીથી મારી નિર્મળ પ્રતિજ્ઞા પાળવા માટે, તમારા પ્રાણાર્પણ કરવા આવ્યાછો. તમે શૂરા ક્ષત્રિ વીર છો, સત્યને ચાહનાર છો, શત્રુને પીઠ બતાવવા નામર્દાઇ સમજોછો, દુશ્મનની સાથે પણ દગો કરતાં તમારૂં દિલ દુખાયછે, તોપણ આ વખતે મારો વિચાર હું મહા મુશ્કેલીએ બદલી શકયોછું, અને તમે પણ બદલશો. આપણે દગો કરતા નથી, અને તે કરવા હું રાજી નથી, પણ આપણી ભારત ભૂમિના કટ્ટા શત્રુઓ યવનો કપટથીજ ફાવ્યાછે, અને આપણે ભોળપણેજ હમેશાં અજયની અપકીર્ત્તિ માથે વહોરી લીધીછે. વીરત્વ આગળ તેઓનો ભાર નથી કે તેઓ આપણી સામે ટકી શકે, માટે આજે હું તમને જે સલાહ આપુંછું તે મુજબ તમે જલદી વરતશો એવી હું આશા રાખુંછુ. આપણે આ સામેનું મહાન્ કિલ્લા, કોટ, અને બૂરજોવાળું ભવ્ય શહેર એક પળમાં કાંઇ ખુવારી સિવાય તાબે કરવું, એવો મારો નિશ્ચય છે; કારણ કે ત્યાં દુશમનનું લશ્કર મુદ્દલ નથી, સારો સરદાર પણ ત્યાં કોઈ છે નહીં કે આપણી સામો ઘડીભર પણ ટકી શકે, કાલે મોકલેલી પાંચસે સૈનિકોની વેપારી વેષે ગએલી વણઝારે પોતાનું કામ રૂડી રીતે બજાવ્યું છે. તેઓએ વેપારી વેશે જઇ ત્યાંના અધિરાજને એક હજાર રૂપિઆ નજરાણો કરી, ગામમાં વેપાર કરવાની છૂટ લીધી, અને વિશેષમાં તેમના રાજપર દક્ષિણ દિશાથી લશ્કર ધસી આવેછે, આવા ખબર આપી વિશ્વાસુ બન્યા. એ ખબર સાંભળતાંજ મુખ્ય સેનાપતિ તમામ લશ્કર સાથે દક્ષિણ દિશા તરફ કૂચ કરી ગયોછે, એટલે આપણી સાથે લડનાર કોઇ રહ્યું નથી, માત્ર કિલ્લાના દરવાજા ખુલ્લા હોવા જોઇએ, તે કામ વણઝારવાળા અદલ બજાવશે, તેની સાથે દરવાનો-

ને કેદ પકડશે કે ઠાર કરશે, માટે મારો વિચાર એ છે કે, હાલ તુરત માત્ર વીસહજાર લશ્કરની ચાર ટૂકડીઓ કરી જૂદે જૂદે દરવાજેથી અંદર દાખલ થવું. શહેરનો પૂરો કબજો કરીશું, તેટલામાં બાકીના લશ્કર સાથે તમે બધા આવી મળશો. મારી સાથે પાટવી કુંવર તથા બીજા બે સરદારો, ટૂકડીઓના ઉપરી તરીકે ચાલશે.

મુખ્ય સેનાપતિ મહારાજા બિરાજ પોતે, પાટવી કુંવર, અને બીજા બે સરદારોની સરદારી તળે લશ્કરની ચાર ટૂકડીઓ જૂદે જૂદે માર્ગે થઇ શહેરપર ચાલી. બરાબર બે વાગતાં તમામ શાન્તપણે ખુલ્લા દરવાજામાંથી પસાર થયા. આખું શહેર શાન્ત હતું. પહેરેગીરોને વણઝારવાળાએ અગાઉથીજ મહાત કર્યા હતા. લશ્કરે આવી રાજ્યમહેલ ઘેર્યો અને અધિપતિને જનાનાસાથે કેદ કર્યો. દરવાજે, કિલ્લાપર, તીજોરીપર, કેદખાનાપર, અને રાજ્ય મહેલપર પોતાના પહેરેગીરો દાખલ કર્યા. બિન હરકતે આખું શહેર કબજે થયું, અને દુશ્મન કેદ પકડાયો. ચાર વાગ્યા, પ્રભાતનાં ચિન્હ જણાયાં, લોકોની નિંદ્રા દેવીએ પોતાનું વિષ ઉતારવા માંડયું. ઉષાદેવીનાં આગમન ચિન્હ જણાયાં, તારા ગુણ છૂપાવા લાગ્યા, દેવસ્થાનોમાં ઘંટ વાગવા લાગ્યા, પશુ પક્ષિઓનો કલ્લોલ શરૂ થયો, જગતમાં પ્રવૃત્તિ માર્ગ એકદમ પ્રવર્ત્યો, તેજ વખતે રાજ્ય મહેલમાંથી જયવાદ્ય વાગવા લાગ્યાં, તે પણ પૂર જોશથી, આળસુ અને અરીણીઆ પણ આથી જાગી ઉઠયા, જનમંડળમાં આશ્ચર્ય વ્યાપ્યું, ચારે દિશાએ જોવા લાગ્યા તો કિલ્લો તથા તેના બૂરજોપર યવનોના લીલા ઝુંડાને બદલે ભગવા કલગીવાળા ઝુંડા ફરકતા હતા, તેનાપર "જય શંકર" "જય પાર્વતીપતે" "જય મહારાજા પ્રતાપસિંહ" "જય યુવરાજ રામસિંહ," આ બધું જોઈ તેમ ચોકી પહેરાપર યવનોને બદલે શૂરા ક્ષત્રિ-

ઓને જોઇ, તેઓ સાનંદાશ્ચર્ય પામ્યા. તમામ શિવાલયો ઉપર નવાં નિશાન ફરકવા લાગ્યાં, બ્રાહ્મણો અને ગરીબોને લાખો રૂ, નાં દાન દેવાનું શરૂ થયું, ત્યાંતો ગામમાં વાત ચાલી કે, યવનરાજ ટળી આર્ય વેદ ધર્મનું રાજ્ય થયું, સૌ ઇશ્વરની બંદગી કરવા લાગ્યાં, તેનો ઉપકાર માનવા લાગ્યાં કે તેં અમારા ધર્મનું રક્ષણ કરવા માટેજ આ-કૃત્ય કર્યું, નહિંતો બળવાન યવનરાજ કોઇથી છતાય તેમ નહોતો. વિ-શેષ ઉપકાર એટલા માટે કે કાંઇપણ હાની થયા સિવાય આબધું થયું. લો-કોમાં અનેક કલ્પના અને ગપાટા ચાલવા લાગ્યા. તેવામાં બાકીનું સૈન્ય આવી ગામ બહારના મેદાનમાં ગોઠવાયું, અને તેણે હરહર મ-હાદેવની ગર્જના કરી મૂકી. આથી આખું ગામ ગાજી ઉઠ્યું. તમામ પ્રજા ઘડીમાં ભયભીત થતી, ઘડીમાં આનંદ પામતી. હજુ તે અંધારામાં હતી, કારણ કે આ બધું શી રીતે બન્યું, અને રા-જ્ય કર્ત્તા કોણ છે ? તેની કોઇને ખબર નહોતી, પણ હવે તે ભેદ ખુલ્લો થવાની કાંઇ વાર નહોતી. ચોપદારો ઘોડેસ્વાર થઇ ગામમાં ચારે તરફ પ્રજાજનોને આમંત્રણ કરવા નીકળી પડ્યા, તમામ પ્રજા-જનો એક પછી એક રાજ્યમહેલની મોટી કચેરીમાં એકઠા થવા લા-ગ્યા, તમામ હિંદુરાજ્યનાં ચિન્હ જોઇ તેઓ અતિ આતુર બન્યા. સભા ચિકાર ભરાઇ ગઇ એટલે પ્રથમ યુવરાજ રામસિંહજી પોતાની પટ્ટરાણી અને ચાર બ્રાહ્મણો સાથે આવી રાણી સહિત એક સિંહાસન-પર બેઠા, તે પછી તરત અધિરાજ પ્રતાપસિંહ, પોતાની એવાંગના સાથે આવી તેનાથી ઉચ્ચ આસને બિરાજ્યા. સરદારો, સામંતો અ-ગાઉથીજ આવી યથાનિયમે ગોઠવાઇ ગયા હતા. યુવરાજ તથા મ-હારાજા બંનેના પધારવા વખતે તેઓની જય બોલાવી સર્વ લોકોએ

ઘણું માન આપ્યું હતું. છડીદારે નેકી પોકારી એટલે મહારાજા સહિત તમામ મંડળ ઉભું થયું, તેથી સર્વ આશ્ચર્ય પામી તે તરફ જોવા લાગ્યા તો એક પાલખીની અંદર વૃદ્ધ સાધુ માલુમ પડયો. કેટલાક વૃદ્ધ જનો તેને જોઇ સંભ્રમમાં પડયા, પણ કાંઇ નક્કી થઇ શકયું નહીં. સર્વથી ઉંચું આસન કે જેનાપર મૃગચર્મ બીછાવી રાખ્યું હતું તેનાપર મહારાજે તથા યુવરાજે પેલા વૃદ્ધ સાધુ પુરૂષને નમન્ કરી બેસાડયા, બંને સાસુ વહુએ સાષ્ટાંગ નમન કરી "અખંડ સૌભાગ્ય"ની આશિષ લીધી. પ્રજાજનોનું આશ્ચર્ય વધતું ગયું, પણ મહારાજા પ્રતાપસિંહે તરતજ ઉભા થઇ યોગીરાજને વિનતિ કરી કે, આ રાજ્યની ગાદી ઉપર આ યુવરાજને કૃપા કરી પટ્ટાભિષેક કરશો, એ સેવકની ઇચ્છા છે. યોગીરાજ, જો કે શુદ્ધ બ્રાહ્મણ હતા, તેમણે પુરવાસી અન્ય વિદ્વાન બ્રાહ્મણોને પાસે રાખી યથાવિધિ રાજ્યાભિષેક કર્યો, પુષ્કળ પુણ્ય દાન કરાવ્યાં, નૃપતિ ધર્મનો ટુંકો પણ અસરકારક બોધ કર્યો, અને તે કામ સારી રીતે પાર પાડયું. છેવટે મહારાજા રામસિંહની જય બોલાવી તેની આણ વરતાવી.

સર્વ પ્રજાજન સહર્ષથી નજરાણો મુકી નમ્યાં, કેટલાક બ્રાહ્મણોએ યોગીરાજને ઓળખ્યા અને તેઓને પણ નમન કર્યું. બાદ યોગીરાજને બે બ્રાહ્મણોએ હાથ ઝાલી ઉભા કર્યા, અને કંપિત અંગે તેમણે પોતાનું ભાષણ, સર્વ સભા સમક્ષ શરૂ કર્યું;—" પ્રીય પ્રજાજનો ? કાળનો મહિમા અકથ્ય છે. ઘડીકમાં તે રોવરાવે છે, ઘડીકમાં હસાવે છે અને જોત જોતામાં વિચિત્ર દેખાવ દેખાડી દેછે. જૂની વાત તાજી કરી તમને દિલગીર કરવા હું ચાહતો નથી, તોપણ પ્રસંગાનુસાર મારે કહેવું પડે છે. મહારાજા વિશલદેવની વખતમાં તમે કેવી પૂર આબાદાનીમાં સુખે જીંદગી ભોગવતા હતા, તે વાત

હજુ તાજી છે, ફકત ત્રીસજ વર્ષ તેને થયાં છે, એટલે તે સમયનાં ઘણાં માણસો હાલ જીવતાં હશે. એ અતિ પરાક્રમી યશવંત્ પ્રજા પ્રીય મહારાજા પોતાના સર્વ કુટુંબસહિત કેવી રીતે સ્વર્ગે પધાર્યા, તેની ઘણા જણને માહિતી હશે. ત્યાર બાદ યવનરાજને તાબે રહી તમોએ અસહ્ય કષ્ટ વેઠયાં. આપણે ભારત વર્ષિઓને મોટું દુઃખ ધર્મનું છે. જીવ જતાં પણ આપણે ધર્મ સંરક્ષણ કરવાને પાછા હઠતા નથી. તે ધર્મ ઉપર ધોળે દિવસે ધાડ પડી, ગોવધછેચોક થવા લાગ્યા, દેવસ્થાનનાં વર્ષાસન બંધ થયાં, બ્રાહ્મણ વર્ગ ભાગ્યેજ નજર આવતો અને ફકીર તો પથરાની પેઠે જ્યાં ત્યાં નજરે પડતા. એ સિવાય કારભારની વાતજ શી કહેવી ? પણ હવે તે દુઃખના દિવસ વહી ગયાછે, ઇશ્વર સહાય થયો છે, તમારૂં અને તમારા ધર્મનું રક્ષણ યથાસ્થિત થયુંછે, આજથી સ્વધર્મી ક્ષત્રિનો સૂર્ય તમારાપર પૂર્ણપણે પ્રકાસશે. બોલો એક વખત હરહર મહાદેવ. ( સૌ અતિ હર્ષાવેશમાં આવી જઇ મહાદેવ તથા મહારાજા રામસિંહની ત્રણવાર જય જય બોલેછે). તમે જે હર્ષનાદ ફકત એક સ્વધર્મી ક્ષત્રિય વીરનું રાજ્ય થવાનું જાણી કર્યોછે, તેનાથી પણ વધારે હર્ષિત થવાનું હવે હું કહું છું, તે તમે સર્વ એક ચિત્તે શ્રવણ કરો. " આ રાજા રામસિંહ તે, મહારાજા પ્રતાપસિંહના પુત્ર છે, અને તેઓ જુવાનપુર તથા શ્રીરામપુર, એ બંને રાજ્યના ધણીછે, તેમની શીતળ છાયામાં તેમની પ્રજા પૈસે ટકે, વેપાર, અને ન્યાય ચોખ્ખો મળવાથી બીજી બધી રીતે પૂર્ણ જાહોજલાલી ભોગવે છે; તેમજ આ તેમના પાટવી કુંવર, તમારા મહારાજા ધિરાજ, તેમના પરાક્રમી સદ્‌ગુણ મૂર્ત્તિ પતિશ્રીનું અનુકરણ કરી તમને સર્વ રીતે સુખ દેશે. હવે વિશેષ વખત સુધી તમને ભેદમાં રાખવા માગતો ન-

થી. કાળાંતરે કોઈ કોઇને ઓળખી શકતું નથી. પિતા, પુત્રને ભૂલી જાયછે; સ્ત્રી, પુરૂષને ભૂલે છે; તમારામાંના ઘણા મારા શિષ્ય છે, પરંતુ તેમાંનો કોઇ અત્યારે મને ઓળખી શકતો નથી, એટલુંજ નહીં પણ હું હજી સુધી હયાત છું તેની પણ તેઓને શંકા થશે. હું મહારાજા વિસલદેવનો પુરોહિત હતો, મારૂં નામ શાન્તિરામ હતું, મહારાજા અને સર્વ મહારાણીઓ સ્વર્ગે પધાર્યાં, ત્યારે તેમણે તેમની એકની એક, મોંઘામાં મોંઘી, પણ નિરાધાર બાલિકા મને સોંપી હતી, કે જેને અતિ ગુપ્ત રીતે લઇ મારે આ ગામમાંથી નીકળી જવું પડ્યું હતું. આ વાતની પણ આ ગામના મુખ્ય માણસોને ખબર હતી. તે બાઈનું નામ શ્રીદેવી, જે તમારા મહારાજાધિરાજ રામસિંહજીનાં માતુશ્રી થાયછે, અને જેઓ અહીં તમારી સન્મુખ, તેમના પ્રીય પ્રાણનાથ મહારાજા પ્રતાપસિંહની ડાબી બાજુએ બિરાજે છે, તેજ તમારા માજી મહારાજાની દીકરી, અને નવિન મહારાજાશ્રીની માતુશ્રી. આ સાંભળી પ્રજા સમસ્ત બહુ આનંદ પામી. જાણે પોતાના મરહુમ મહારાજા સ્વર્ગથી ફરી રાજ્ય કરવા પધાર્યા હોય, તેથી પણ વિશેષ આનંદ યુકત થઇ, અને પરમ કૃપાળુ પરમાત્માએ દીકરીએ દીવો રાખ્યો, તથા આપણા ઉપર ફરીથી આપણાજ મહારાજાનું કુટુંબ રાજ્ય કર્ત્તા થયું, કે જે વાત કોઇના વિચારમાં સ્વપ્ને પણ નહોતી, તે ઈશ્વરે પ્રત્યક્ષ કરી તેથી સર્વજનો અતિ આલ્હાદિત બની પોત પોતાના સ્થાનકે; મહારાજા, રાજ્યમાતા, અને પુરોહિતને નમન કરી, તેઓનાં યશ વર્ણન અને પોતાના વિચિત્ર ભાગ્યોદયનાં વખાણ કરતા, આનંદોત્સવની તૈયારી કરવા ગયા, અને બેહદ ખુશાલી સાથે શ્રી જગદીશ્વરના ગુણાનુવાદ ગાવા લાગ્યા. ત્યાર પછી ભોજન સમય થવાથી મહારાજા સા-

મસિંહ, તેમના પૂજ્યપિતા પ્રતાપસિંહ, અને શ્રીદેવી વગેરે રાજ્ય કુટુંબે યોગીરાજને સાષ્ટાંગ નમન કરી, અતિ આભાર માની તેમને આનંદ ભુવનમાં પધારવા વિનતિ કરી. વૃધ્ધ યોગીરાજ તેમને "અખંડ કલ્યાણમસ્તુ" નો આશિર્વાદ આપી, તથા ભારતી સુયશ વર્દ્ધનાર્થે તમારા જેવાં પૂર્ણ પવિત્ર, નિશ્ચળ પ્રેમી, નીતિ નીપુણ, અને સદાચારી દંપતિ અધિક ઉત્પન્ન થાઓ, એમ કહી તેમની સાથે જવા તૈયાર થયા. છેવટે સર્વ મંડળ અતિ ઉલ્લાસદાયક મહોત્સવમાં ભાગ લઇ, પરમ કૃપાળુનો પૂર્ણ આભાર માની, તેની દઢ શ્રદ્ધા પૂર્વક પ્રાથના કરી આનંદ સાગરમાં નિમગ્ન થઇ કાળક્ષેપન કરવા લાગ્યું

पितासि लोकस्य चराचरस्य,
त्वमस्य पूज्यश्च गुरोर्गरीयान्;
नत्वत्समोऽस्त्यभ्यधिकःकुतोऽन्यो,
लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥.



## અગાઉથી ગ્રાહક થઇ ઉત્તેજન આપનાર સજ્જ-
## નોનાં મુબારક નામ.

---

| નકલ. | નામ. |
|---|---|
| ૧૨૫ | નેકનામદાર મહારાજા ધિરાજ સર જસવંતસિંહજી કે. સી. આઈ. ઈ. ઠાકોરસાહેબબહાદુર સંસ્થાન લીંબડી |
| ૧૦૦ | નેકનામદાર ઠાકોરશ્રી સૂરસિંહજી સંસ્થાન ઉતેળીયા. |
| | **લીંબડી.** |
| ૧૦ | નેકનામદાર કુમારશ્રી ઉમેદસિંગજી. |
| ૨ | અસ્મતપનાહબાશ્રી માજી રાજબા રૂવાવાળાં. |
| ૨ | અસ્મ. બાશ્રી બાઈ રાજબા ઉતેળીયાવાળાં. |
| ૨ | અસ્મ. પના. બાશ્રી દેવકુંવરબા નાંદોદવાળાં. |
| ૧ | અસ્મ. બાશ્રી રૂપાળીબા ગઢકાવાળાં. |
| ૧ | અ. પ. બાશ્રી ધનુબા બેલાવાળાં. |
| ૧ | અસ્મ. પ. બાશ્રી પરમારમા મૂળીવાળાં. |
| ૧ | અસ્મ. પ. બાશ્રી ઝાડેજીમા દેરાળાવાળાં. |

| નકલ | નામ. |
|---|---|
| ૧ | ઝાડેજા જેઠીસિંહજી કેશરીસિંહજી. |
| ૧ | ગોહેલશ્રી ભાવસિંહજી રાયસિંહજી. |
| ૧ | રા. રા. કલ્યાણરાય ભૂરાભાઈ વહી. સાહેબ. |
| ૧ | રા. રા. દેશાઈ મોહનલાલ હરિભાઈ. |
| ૨ | હેડમા. સાહેબ નિચ્છાભાઇ પ્રાગજી દેશાઇ. |
| ૧ | સંઘવી ડુંગરશી પુરૂષોત્તમ. |
| ૫ | વકીલ લાલચંદ નારણજી. |
| ૧ | હે૦મી૦ પાર્વતી સામજી |
| | **પાટડી.** |
| ૧ | રા. રા. રામચંદ્ર ગોવિંદભાઈ ન્યાયાધ્યક્ષ. |
| ૧ | રાવળ. માણેકલાલ મહાદેવજી. |
| | **ગાંગડ** |
| ૧ | કા૦સા૦ હીરાચંદ વેલજી |
| | **માંડળ.** |
| ૧ | શા. અમુલખ માનચંદ. |
| | **વઢવાણ શહેર.** |
| ૧ | રા. રા. રઘુનાથજી ખુશાલભા- |

| નકલ. | નામ. |
|---|---|
| | ઈ હેડકલાર્ક. |
| ૧ | રા. રા દલસુખરામ ગોપાળજી સેક. કલાર્ક. |

**નાંદોદ.**

૧ કુમાર શ્રી રામસિંહજી.
૧ પોલી. ઇન્સ્પે. શા. નંદરામ રાજારામ.
૧ કુમારશ્રી નૃસિંહસિંહજી
૧ કુમારશ્રી દિગ્વિજયસિંહજી.
૧ અખં.સૌ. મોટાંબાશ્રી વખતકુંવરબા.
૧ અખં. સૌ. નવાંબાશ્રી ગુલાબકુંવરબા.
૧ અખં. સૌ. નાનાંબાશ્રી હરિકુંવરબા.

**બોટાદ.**

૧ રા. રા. દેવશંકર વૈકુંઠ તાલુ. માસ્તર.

**મુંબઈ.**

૧ મે. શેઠસાહેબ ફાજલભાઇ વીશરામ.
૧ મે. શેઠસાહેબ પ્રેમચંદરાયચંદ
૧ શેઠ હરગોવિંદ પુનેમચંદ.
૧ રા. રા વાડીલાલ વીરચંદ.
૧ મે. મનસુખલાલ મુગટરામ મુનસી.
૨ માસ્તર વીરજીભાઈ ડાહ્યાભાઈ
૧ શે૦સા૦ નુરમહમદ જેરાજભાઇ પીરભાઇ

| નકલ | નામ |
|---|---|

**ધરમપુર.**

૧ મહારાણાશ્રી બળદેવજીસાહેબ.
૨ શ્રીમંત મોહનદેવજી સાહેબ.

**માંડવા.**

૧ મહીડા ચંદ્રસિંહજી રાયસિંહજી
૧ નર્મદાપુરી ભવાનીપુરી.
૧ રા. રા. ખુશાલભાઇ રણછોડ.

**લખતર.**

૧ રા.રા. માધવજીઘેલારામ તા.મા.

**ભમોદ્રા**

૧ ખુમાણ શ્રી ભોજભાઇ ઓઘડ

**લુણાવાડા**

૩ મે. જયશંકર નૃસિંહરામ દીવાન સાહેબ

**સુંથરામપુર**

૧ રા. રા. છગનલાલ વિદ્યારામ સેક્રેટરી

**થાણા**

૧ શેઠ મોતીલાલ હરગોવિંદદાસ
૧ શેઠ મંગળદાસ દેવીદાસ
૧ શેઠ જમનાંદાસ રામદાસ
૧ દેસાઇ. કસનજી મોરારજી
૧ રા. રા. સોમેશ્વર હરખરામ

**રાજપરા.**

૧ કુમારશ્રી લખુભા
૧ કુમારશ્રી શિવસિંહજી
૧ ફોજદાર સા. જગંનાથરણછોડ
૧ કારકુન સવચંદ સૂરચંદ
૧ કામદાર ગોકળ હીરજી

| નકલ | નામ |
|---|---|
| ૧ | રા. રા. માવજી જુઠાભાઇ |
| ૧ | કામદાર ધારશી કાળીદાસ. |

**બેલગામ.**

| નકલ | નામ |
|---|---|
| ૨ | કુમારશ્રી કીરતસિંહજી રાજ-પીંપળા. |
| ૧ | ટયુટરસા. ભાસ્કર વી. જોષી. |

**સચીન.**

| નકલ | નામ |
|---|---|
| ૧ | મહેતાજી પર્વતસિંહ જયસિંહ |
| ૧ | આસિ. મા. ભીખાભાઇ ભૂ-લાભાઈ |
| ૧ | આ. મા. ફકીરભાઈ વનમાળી |
| ૧ | આ. મા. કીકાભાઇ કાળાભાઇ |
| ૧ | સોની મોરારજી પીતાંબર |
| ૧ | ચહુઆણા નાથાસિંહ માનસીંહ |

**કરમડ**

| નકલ | નામ |
|---|---|
| ૧ | પો૦ પટેલ ભવાનીશંકર ગો-પાળજી |

**ઇડર**

| નકલ | નામ |
|---|---|
| ૧૨ | નેકનામદાર મહારાજાશ્રી કેશ-રીસિંહજી સાહેબ બહાદુર—કે સી. એસ. આઇ |

**અંકેવાળીયા**

| નકલ | નામ |
|---|---|
| ૫ | કુમારશ્રી સૂરજમલજી લાખા-ભાઇ. |
| ૧ | રાણાશ્રી ઉમેદસિંહજી |
| ૧ | રાણાશ્રી દોલતસિંહજી લખા-ભાઈ. |

**ખંભલાવ**

| નકલ | નામ |
|---|---|
| ૧ | રાણાશ્રી સીગરામજી પ્રભાત-સિંહજી. |

**સાઉકા**

| નકલ | નામ |
|---|---|
| ૧ | મહેતાજી નાગર મકનજી |
| ૧ | રાણાશ્રી માધવસિંહજી મૂળુ-ભાઈ. |
| ૧ | રાણાશ્રી હરિસિંહજી ખેતાભાઇ |
| ૧ | રાણાશ્રી ધીરસિંહજી મેરામણજી |

**ગેડી**

| નકલ | નામ |
|---|---|
| ૧ | રાણાશ્રી ભોજરાજજી વેરાભાઇ. |

**વીરપુર**

| નકલ | નામ |
|---|---|
| ૧ | નેકનામદાર ઠાકોર સાહેબશ્રી સૂરજસિંહજી |

**ઝીંઝુવાડા**

| નકલ | નામ |
|---|---|
| ૧ | રા. રા. કેશવલાલ મગનલાલ |

**બગસરા.**

| નકલ | નામ |
|---|---|
| ૧ | આચાર્ય મણીશંકર મૂળશંકર |
| ૧ | દેસાઈ જસવંતરાય દર્શનરાય |
| ૧ | પરમાનંદ લાઇબ્રેરી |
| ૧ | રા૦ સા૦ વ૦ જગજીવન પ્રાગજી |
| ૧ | માઙે મથુ હીરજી કામદાર |
| ૧ | ખત્રી ત્રીભોવન ત્રીકમજી |
| ૧ | ” રામજી જીણા |
| ૧ | સા૦ રામજી કહાનજી |
| ૧ | ખત્રી ઓધવજી જેઠા |
| ૧ | ડાક્ટર સાહેબ અરન સેમ્યુઅલ |
| ૧ | પો. પટેલ મનસુખરામ મણી-ભાઈ. |
| ૧ | કામદાર કાનજી જેઠાભાઈ |
| ૧ | મૂળજી પ્રેમજી |

નકલ નામ

૧ ચુનીલાલ નર્મદેશ્વર કારકુન
૧ નીલકંઠરાવ પાંડુરાંગ
૧ મે. તાલુ. સા. વાળા હરસુર લક્ષ્મણ.
૧ અસ્મ. પ. બાઇશ્રી જાલુબાઇ
૧ મે. તાલુ. સા. વાળા સામત
૧ કામદાર શા. નથુભાઈ હીરજી
૧ ખાડક દેવાઈત લાખા
૧ ફોજદાર શા. મયારામ રેવાશંકર
૧ ઇજારદાર મોતીચંદ દેવચંદ.
૧ કારકુન પોપટ શંકરદાસ

**બીલખા**

૨ નાયબકાર. શા. બળવંતરાવ શિવશંકર.

**લુધીઆ**

૧ કામદાર સા. રૂપશંકર ઉદેશંકર.

**લાખાપાદર**

૧ ચીફકો સા. ડી. જે. ફર્નાન્ડીસ

**વીરમગામ**

૧ હેડમીસ્ટ્રે. પાર્વતીબા ગીરધર

**રાધનપુર**

૧ હેડમીસ્ટ્રે. ઝવેરબેન પાર્વતીબા

**સરધાર.**

૧ મહેતાજી જેઠાલાલ અનોપરામ

**ખંભાળીયા.**

૧ હેડમા. સા. પ્રભાશંકર જેશંકર

**ભાવનગર.**

૧ મીસ્ત્રી પીતાંબર નરતા.
૧ કંટ્રા. ભકતી માલદાસ.

નકલ નામ

૧ કંટ્રા. ગીરધર ઝીણા.

**દસાડા.**

૧ જોષી નથુરામ અંબારામ.
૧ બારોટ. દામોદર હરિભાઇ.
૧ રા. ચચરતલાલ જેઠાભાઈ.

**પાળીયાદ.**

૨ કામદાર સા. લક્ષ્મીશંકર લાધાભાઇ.

**લાકડીયા**

૧ પટેલ કરમણ પાલણશા

**તળાજા**

૧ શા૦ ગોપાળ લક્ષ્મીચંદ

**કુવા.**

૧ રાણાશ્રી. રવાજી ગોવિંદજી.

**રાણાવાવ.**

૧ રા. રા. બાલાલાલ નાનચંદ.
૧ કંટાકટર. ત્રીભોવન ધનજી.
૧ માસ્તરસા. ફીકાભાઈ ફકીરભાઈ

**ધોરાજી.**

૧ મે. વકીલ દુલેરાય મંગળજી બુચ.
૧ મુખ્તીયારવકીલ ઝવેરચંદ બોધાભાઇ
૧ પારેખ પોપટ માતીચંદ
૧ મુખ્તીઆર દયાળ ડુંગરશી.
૧ ડાકતર ભાઇશંકર મેઘજી.

**ડીસાકાંપ.**

૧ હે: મા; જમનાંદાસ ભગવાનદાસ
૧ માસ્તર. નાનચંદ મૂળચંદ.
૧ શેઠસા. માણેકજી નાનાભાઈ

**નામ નકલ**

૧ શેઠસા. હીરમરજી માણેકજી.
૧ શેઠસા. અરદેશર હીરમજરજી.
૧ શેઠસા. બહેરામશા હીરમજરજી.
૧ શેઠસા. મોતીલાલ નિહાલચંદ.
૧ શેઠસા. સોરાબજી કાવસજી.
૧ રા. નથુભાઇ ગગાન.
૧ શાહ. વીરચંદ સુરચંદ.

**ભોઇકા.**

૧ રાણાશ્રી મોહોબતસિંગજી અગરસિંહજી.
૧ મહેતાજી નાગેશ્વર ગોવિંદજી.
૧રાણાશ્રીકેશરીસિંહજીકરસનસિંહજી

**ધ્રોળ.**

૧ બાશ્રી.નાનાંબા. ઉતેળીયાવાળાં,
૧ બાશ્રી.રૂપાળીબા.ભાદરવાવાળાં.

**મોરબી.**

૨ હેડમા.સા. ડાહ્યાભાઈ વેણીરામ
૧ આ.મા. સામજી ચત્રભુજ
૧ આ.મા. મણીશંકર પુરશોતમ
૧ મા. વીરચંદ મુળજી જેતપુર
૧ કલાર્કસા. વિઠ્ઠલદાસ પ્રેમજી.
૧ આસિ. મા. ફુલચંદ હીરાચંદ
૧ કુમારશ્રી શિવુભા. બેલાવાળા.
૧ સ્પે.આસિ.મા.છગનલાલતલકશી

**મહુધા.**

૧બારોટ.મોહોબતસિંહજેસિંહભાઇ
૧ દેશાઇ. મણીલાલ મોતીલાલ.
૧ સુતાર નાથાલાલ રણછોડ.
૧ વહોરા. સુલેમાન ઇભરામજી.

**કોટડાસાંધાણી.**

૧.નેકનામદારકુમારશ્રીમુળવાજીસા૦

**રાજુલા.**

૧ મહેતાજી બકોરચંદ વીરચંદ.

**જુનાગઢ.**

૧ રા.રા. ઈશ્વરલાલઆગરજીકચ્છી
૧ કંટ્રાક્ટર. ગોપાળજીજગજીવન.
૧ કંટ્રાક્ટર. છગનલાલ સવજી.
૧ કંટ્રા. જટાશંકર લાલજી.
૧ કં. જેઠાલાલ રામચંદ્ર.
૧ કં. ભાઈલાલ વલ્લભદાસ.
૧ કારકુન. શિવલાલ ભુરાભાઇ.

**વીણા.**

૧ મહેતાજીદાદાભાઇભગવાનદાસ.

**ખંભાત.**

૧ બારોટ. ત્રીભોવન દાજીભાઈ.

**રંગુન.**

૧ રા.રા. ભગવાનભાઇ મુળજી કં.

**કોચીન.**

૧ માસ્તર. નંદલાલ પૂજાભાઈ.

**કવેટા.**

૧ ટ્રેઝરર કેશવજી લહેરાભાઈ.

**મદ્રાસ.**

૧ રા.રા. ઠક્કરજેઠાભાઈદયાળદાસ

**અંબાલા (પંજાબ).**

૧ કારકુન રાઘવજી પ્રાગજી

**સિદ્ધપુર.**

૧ રા.રા. ગણપતરામગૌરીશંકર.

**પાલણપુર.**

૧આ.સુપ્રી.સા.મયારામરાજારામ.

# જાહેર ખબર.

---

આ પુસ્તક તથા "રાણા ચંદ્રસિંહ નાટક" નામનું નીતિવર્દ્ધક, બોધકારક, રમુજી, બાર આના કિંમતનું પુસ્તક નીચે લખેલે ઠેકાણેથી મળશે.

**લીંબડી**—કર્ત્તા પાસેથી.

**મોરબી**—ઈ. રફે. હેડમા. સા. ડાહ્યાભાઇ વેણીરામ મહેતા પાસેથી.

**મહુવા**—મુકસે. મહોબતસિંહ જયસિંહભાઇ એ સિવાય દેશાવરના પ્રખ્યાત પુસ્તકો વેચનારને ત્યાંથી પણ મળી શકશે. જથાબંધ ખરીદ કરનાર વેપારીઓને સારૂં કમિશન આપાશે. છુટક નકલમાં પોસ્ટેજ ૦–૧–૦ વધુ પડશે. રોકડી કિંમત. વિશેષ ખુલાસા માટે પત્ર લખવો.

કર્ત્તા.

લીંબડી–કાઠિઆવાડ.

---